# શ્રાવકયોગ્ય આચાર-વિચારાદિ સંગ્રહ



અનેક બુકોમાંથી સારસાર વસ્તુ એકત્ર કરીને
તૈયાર કરાવનાર

**સદ્‌ગત મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**શા. કુંવરજી આણંદજી**

**ભાવનગર**

શ્રી મોરબીનિવાસી સંઘવી ફીરચંદ સુંદરજી
તરફથી મળેલી આર્થિક સહાયથી



વીર સંવત ૨૪૬૪ ] :: [ વિક્રમ સવત ૧૯૯૪



કિંમત અમૂલ્ય

ભાવનગર—આનંદ પ્રીન્ટીગ પ્રેસ.

# અનુક્રમણિકા





# નિવેદન

આ સંગ્રહ છપાવવાનું સદ્દગત મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીની હયાતિમાં શરૂ કરેલું અને તેમની સૂચના અનુસાર જ જુદી જુદી બુકોમાંથી રસમય ચૂંટણી કરીને આ બુકમાં દાખલ કરેલ છે. તેમાંના કેટલાક લેખ તો સદ્દગુણાનુરાગીનાજ લખેલા છે. સંગ્રહ બહુ ઉપયોગી થયેલ છે, વાંચનાર શ્રાવકના હૃદયને આર્દ્ર બનાવે તેવો છે અને આ સંગ્રહ મહારાજશ્રીની સુંદર વૃત્તિનું દિગ્દર્શન કરાવે તેવો છે. તેમાં તેમનું અંતઃકરણ જ ચિતરેલું છે,

આ બુક છપાવવામાં શ્રી મોરબીનિવાસી સંઘવી ફીરચંદ સુંદરજી તરફથી તેમના સદ્દગત પુત્ર પાનાચંદના શ્રેયાર્થે મહારાજશ્રીના ઉપદેશથી જ રૂા. ૨૫૦) ની રકમ મળી છે. ભાઈ પાનાચંદનું ટૂંકું જીવનચરિત્ર તેના ફોટા સાથે આપવામાં આવ્યું છે. એ ચરિત્ર વાંચતા પણ કેટલીક શુભ અસર જાગૃત થાય તેમ છે.

શ્રીમંત ગૃહસ્થોએ આવા ઉપયોગી ગ્રંથપ્રકાશનમાં પોતાના દ્રવ્યનો સદુપયોગ કરવો ઘટે છે. જ્ઞાન-દાનના લાભની સીમા નથી. સદ્દગુણાનુરાગી મુનિરાજ ગત વર્ષના આસો વદિ ૮ મે સ્વર્ગવાસી થયા છે. તેમનો ફોટો પણ આ બુકમાં આપવામાં આવેલ છે. તેમના અનુકરણીય ચરિત્રને જાણવા માટે શ્રી જૈનધર્મપ્રકાશના કાર્તિક ને માગશર માસના અંકો વાંચવા ભલામણ છે.

પોસ શુદિ ૨<br>સં. ૧૯૯૪

કુંવરજી આણંદજી<br>ભાવનગર.

# શ્રીયુત પાનાચંદભાઈનું જીવનવૃતાંત

મોરબીના શ્રી તપગચ્છ જૈનસંઘમાં દશાશ્રીમાળી જ્ઞાતિમાં સંઘવીકુટુંબમાં થઇ ગયેલા સંઘવી સુંદરજી ઓધવજી શ્રીયુત્ પાનાચંદભાઇના પિતામહ (દાદા) થાય. સુંદરજી સંઘવી મોરબી તપગચ્છ સંઘમાં અગ્રગણ્ય ગૃહસ્થ હતા. માત્ર ત્રીશ હજારનું તેમને પરિગ્રહપરિમાણ હતું. તેઓશ્રીના આ નિયમથી પોતાના દ્રવ્યનો અનેક સન્માર્ગે વ્યય થઇ શકયો હતો.

સુંદરજી સંઘવીને ત્રણ પુત્રો હતાઃ વખતચંદભાઇ, કીરચંદભાઇ અને કાનજીભાઈ. કીરચંદભાઇ તે શ્રીયુત્ પાનાચંદ ભાઇના પિતા. તેમની ધર્મપત્નીનું નામ રળીયાતબાઇ હતું. આ દંપતીને ત્યાં સંવત ૧૯૨૭ ના ચૈત્ર સુદિ ૧૩ ના દિવસે શ્રીયુત્ પાનાચંદભાઇનો જન્મ થયો હતો.

શ્રીયુત્ કીરચંદ સંઘવી સરળ, ધર્મશ્રદ્ધાળુ અને સારી આસ્થાવાળા તથા ભદ્રક પરિણામી અને સંસ્કારી હતા. તેમનો એ વારસો શ્રીયુત્ પાનાચંદભાઇમાં ઊતર્યો હતો. પાનાચંદભાઇના મોટા ભાઇ લાલચંદભાઇ તથા નાના ભાઇ મણિભાઇ હતા.

પાનાચંદભાઈની પત્નીનું નામ ઝબકબાઈ હતું. ઝબક બાઇ એટલે સંઘવીકુટુંબમાં કે મોરબીના આખા સંઘમાં જાણે સાક્ષાત્ દેવીનો જ અવતાર. ધર્મનો રંગ તેમના દિલમાં રગેરગ વ્યાપેલો હતો. સાધર્મિકવાત્સલ્યનો ગુણ તેમનામાં ખાસ આકર્ષક હતો. શાસ્ત્રમાં ગૃહસ્થનાં "અભંગ" દ્વાર કહ્યાં છે, તેથી કોઇ પણ અતિથિનો યોગ્યતા પ્રમાણે યથાશક્તિ



## સંઘવી પાનાચંદ હીરચંદભાઈ

જન્મ | મરણ
સં. ૧૯૨૭, ચૈત્ર શુદિ ૧૩ | સં. ૧૯૯૨ ના મહા વદિ ૫

સત્કાર કરવો જ જોઇએ. એ પ્રથા જૈન કુટુંબમાં ચાલુ જેવી જ છે; છતાં કોઇ કોઈ વ્યક્તિમાં આ ગુણુ ભારે જોવામાં આવે છે. ઝબકબાઇ તેમાંનાં એક હતાં.

કોઇ પણુ સાધર્મિક બંધુને જુએ કે ઝબકબાઈ હર્ષઘેલાં થઈ જાય. તેમનાં હૃદયમાં હર્ષ ન માય. બહારગામથી ગમે તે આવે પરંતુ ઝબકબાઇ સત્કાર કર્યા વિના ન જ રહે. દહેરાસર દર્શને જાય ત્યારે પૂજારીને પણુ પૂછે કે 'ભાઈ! કોઇ યાત્રાળુ કે સાધર્મિક ભાઇ ગામમાં આવ્યા છે ?' કોઇ આવેલ હોય તો પોતે જાતે જઇ આમંત્રણુ કરી આવે ત્યારે જ તેમના ચિત્તને શાંતિ થાય અને સારી રીતે ભક્તિ કરીને અંતઃ પ્રમોદ ધારણુ કરી રાજી રાજી થાય. આવાં ધર્મનિષ્ઠ સુપત્નીના યોગે પાનાચંદભાઈની ધાર્મિક પ્રવૃતિ વિશેષ દૃઢ બની. પુન્યવંત પુરુષોને પોતાના પુન્યાનુબંધી પુન્યના યોગે બધી બાજુથી અનુકૂળ સાધનો જ સાંપડે છે કે જેથી પુણ્ય ભોગવતાં ભોગવતાં પણુ તે અનુકૂળ સાધનોદ્વારા બીજું નવું પુન્ય ઉપાર્જન કરી શકે છે. ઝબકબાઇ સાથેના લગનસંબંધથી શ્રીયુત પાનાચંદભાઇને પણુ તેમજ થવા પામ્યું હતું કે જેથી તે યુગલ યથાશક્તિ વ્રત, નિયમ આદિ ધર્મકૃત્યો કરી પોતાનું જીવન કૃતાર્થ કરતું હતું. ઝબકબાઈનું સંવત ૧૯૭૯ ની સાલમાં અવસાન થયું.

ધાર્મિક, સંસ્કારી, પ્રતિષ્ઠિત અને ખાનદાન કુટુંબમાં શ્રીયુત પાનાચંદભાઇનો જન્મ થયેલો અને તેમાંય વળી ધર્મપત્ની પણુ અનુકૂળ મળેલી, તેવી પ્રાપ્તિના પરિણામે તેઓશ્રી

સારા સંસ્કાર અને ધાર્મિકતાનો વારસો સારી રીતે પામ્યા હતા. તેઓશ્રીએ પોતાના જીવનમાં અનેક સુકૃત્યો કરી પોતાનું જીવન કૃતાર્થ કર્યું હતું.

જામનગર તાબે આમરણના દેરાસરના તથા મોરબીની આસપાસ આવેલ ટંકારા તથા વવાણીયાના દેરાસરનાં જીર્ણોદ્ધારમાં તેઓશ્રીએ સારો ફાળો આપી પોતાની જ કારકીર્દીમાં જીર્ણોદ્ધાર કરાવ્યો. મોરબીમાં શ્રી અમૃતવિજયજી મહારાજની સ્થૂભ પણ રૂા. ૮૦૦) ખર્ચી તેમણે બંધાવી.

કચ્છ—ભદ્રેશ્વરની યાત્રા કરીને આવતા સંઘવી નગીનદાસ કરમચંદે કાઢેલ છ—રી પાળતા સંઘને મોરબીમાં ત્રણ દિવસ રોકી ઘણી જ સારી રીતે સંઘભક્તિનો લાભ મેળવ્યો હતો અને પોતાના તરફથી તે દિવસે સ્વામીવાત્સલ્ય પણ કર્યું હતું.

શેઠ માણેકલાલભાઈ મનસુખભાઈએ કાઢેલ સિદ્ધગિરિના છરી પાળતાં સંઘને વીરપુર મુકામે તેઓશ્રી તરફથી જમણ અપાયું હતું.

વાગડમાં આવેલ કટારીયા તીર્થમાં દર સાલ માઘ શુદિ ૫ ધ્વજદંડારોપણનો દિવસ હોઇ તે વખતે ત્યાં મેળો ભરાય છે, અને લગભગ અઢી કે ત્રણ હજાર માણસો તે વખતે ત્યાં એકત્ર થાય છે. તે દિવસે સં. ૧૯૮૦ ની સાલથી સં. ૧૯૯૨ ની સાલ સુધી શ્રીયુત્ પાનાચંદ ભાઈએ સ્વામીવાત્સલ્ય કરાવ્યું હતું અને બને ત્યાં સુધી તે દિવસ પોતે ત્યાં જઇ એ સેવાનો લાભ જાતે ઉઠાવતા હતા. તે તીર્થ-સ્થળે પોતાની ધર્મપત્નીના સ્મરણાર્થે યાત્રાળુઓને ઉતરવાની એક ઓરડી પણ બંધાવી આપી હતી.

પ્રભુપૂજાના તેઓ પરમ રાગી હતા. શીયાળાની ઋતુમાં ગમે તેવી ઠંડી હોય કે ચોમાસામાં મુસળધાર વરસાદ વરસતો હોય તો પણુ પાનાચંદભાઈને પ્રભુની પૂજા કર્યા વિના દાતણુ ન કરવાની અડગ ટેવ હતી. તેઓ પૂજા બહુ જ શાન્તિપૂર્વક કરતા. કેસર, બરાસ, સુખડ, ધૂપ, અંગલુહણાં વિગેરે પોતાનાં જ રાખતા. પ્રભુપૂજામાં પુષ્પો રોજ નિયમિત મંગાવતા હતા. તેમને પર્વતિથિએ તો ઉપવાસ જ હોય. કલ્પસૂત્ર ૨૧ વખત સાંભળવાની તેમણે ટેક રાખેલી અને તેથી પર્યુષણમાં વ્યાખ્યાન વખતે સૌની પહેલાં હાજર થઇ જઇ અક્ષરશઃ તેઓ શ્રવણુ કરતા; પરંતુ ૨૧ વખત સાંભળવાની તેમની કામના કુદરતે પૂર્ણ થવા ન દીધી અને ૯ વખત સાંભળ્યા બાદ તેમનો દેહોત્સર્ગ થયો.

વીતરાગના વચનો ઉપર તેમની દ્રઢ પ્રતીતિ હતી. તેઓ ઘણી વખત કહેતા કે 'સિદ્ધાંતોનો હું એવો કંઇ પૂરેપૂરો જાણુકાર નથી; પરંતુ વીતરાગના વચનોનું કોઇ કાળે પણુ મારાથી ઉલ્લંઘન ન થાય તેટલા માટે તેવી પ્રવૃત્તિઓથી હું બહુ જ સાવચેત રહું છું.'

કંદમૂળ વિગેરે અભક્ષ્ય વસ્તુઓનો તેમને સર્વથા ત્યાગ હતો. મોરબીમાં બહારગામથી કોઈ ટીપ કરવા આવે તો તે ટીપમાં પાનાચંદભાઈનો ફાળો બીજા કરતાં વિશેષ પ્રમાણુમાં જ હોય. તેમની પાસે આવેલું કોઇ નિરાશ થઇને તો પાછું જાય જ નહિ. ગામમાં કે આસપાસના ગામડામાં કોઇ સાધર્મિક બન્ધુને દુઃખી હાલતમાં જુએ કે સાંભળે તો ખાનગી રીતે તેને મદદ આપવાનું તેઓશ્રી ચૂકતા નહિ. દુઃખીને જોઇ

તેનું હૃદય બહુ જ દ્રવિત થતું. નમ્રતાનો ગુણ તેમનામાં સારામાં સારો હતો. કોઇ સામાન્ય માણસ પણ તેમને મળે તો તેને પણ 'જય જય'પૂર્વક તેઓ બોલાવતા. કેળવણી તરફ તેમને બહુ જ પ્રેમ હતો. તેમનું મરણ પણ બહુ જ સમાધિપૂર્વક થયું હતું. મૃત્યુકાળના ત્રણ ચાર કલાક પહેલા તેમના સર્વ કુટુંબીવર્ગને બોલાવી તેમને મિચ્છામિ દુક્કડં દઇ ચાર શરણુ અંગીકાર કરી, 'એક અરિહંત, એક અરિહંત'ના શબ્દોચ્ચારપૂર્વક સંવત ૧૯૯૨ ના મહા વદિ ૫ મે ૬૨ વર્ષની વયે પોતાના દેહનો ત્યાગ કર્યો. તેઓશ્રીને હરખચંદભાઇ તથા કાન્તિલાલભાઇ નામના બે પુત્રો છે આવા ધર્મપ્રેમી આત્માના મૃત્યુ પાછળ તેમના કુટુંબી જનોએ રોવા-કૂટવાનું બંધ રાખ્યું અને સદ્ગતના આત્માની શાંતિઅર્થે આઠ દિવસ સુધી દેરાસરમાં આંગી, રોશની, પ્રભાવના તથા પૂજા બહુ જ ધામધુમપૂર્વક ભણાવી. તેમના મૃત્યુથી તેમના કુટુંબમાં અને મોરબી તપગચ્છ સંઘમાં તથા દશાશ્રીમાળી જ્ઞાતિમાં એક ઉદાર અગ્રગણ્ય ગૃહસ્થના ભારે ખોટ પડી છે,

**સંઘવી મોહનલાલ લાલચંદ**



# શ્રાવક યોગ્ય આચારવિચારાદિ સંગ્રહ

## ૧ નવપદસ્વરૂપ

### જિન અને જૈન શબ્દની સાચી સમજ

"રાગ–દ્વેષ રહિત સમભાવથી જ ગમે તે ભવ્યાત્મા ગમે ત્યાંથી આ ભવસમુદ્રને તરી શકે છે." રાગ, દ્વેષ અને મોહાદિ (અંતરના) મહાવિકારોને વારનાર, અંતરના સઘળા દોષોને દૂર કરનાર અને અંતરમાં છૂપા રહેનારા કટ્ટા દુશ્મનોને જીતી લેનારને જ જિન કહેવાય છે સકળ દોષ રહિત જિન ભગવાને ભાખેલો ધર્મ જૈનધર્મ કહેવાય છે. એ ઉપરથી સહેજે સમજી શકાશે કે જૈન ધર્મ કોઈ અમુક જાતિ કે કોમનો નથી, પણ જે કોઇ ઉપર જણાવેલા સકળ દોષ–વિકાર વગરના જિનોએ કહેલા શુદ્ધ નિર્દોષ ધર્મને અથવા ધર્મનાં ફરમાનને અનુસરે છે તે સઘળાનો એ ધર્મ હોઇ શકે છે. એટલે કે જૈન ધર્મને વિશાળ દૃષ્ટિથી તપાસવામાં આવે તો તે આખી આલમનો ધર્મ જણાય છે. એવો એ જૈન ધર્મ દરિયા જેવો ઊંડો અને ઉદાર [ વિશાળ ] છે. ફક્ત નિષ્પક્ષપાતપણે તેનાં તત્ત્વ તપાસવાથી તેની ખાત્રી થઇ શકે છે. પરમાર્થદર્શીને અમુક નામ સાથે તંત હોતો નથી. દેવ, ગુરુ અને ધર્મનાં નામ ગમે તે હોય પણ જો પરમાર્થમાં તફાવત ન હોય તો પછી તેનો સ્વીકાર કરી લેવામાં કશો વાંધો આવતો જ નથી. એક જ વસ્તુના જુદાં જુદાં નામ હોઇ શકે છે તેમ છતાં તેમાં પરમાર્થ એક સરખો હોવાથી સમજુ માણસ તેમાં ઝગડો કરતા નથી, પણ

સમદષ્ટિથી બધા નામને સાચા માને છે. તેવી જ રીતે પરમાર્થ-દષ્ટિથી શુદ્ધ નિર્દોષ દેવને જિન, અરિહંત, વીતરાગ, પરમાત્મા, તીર્થંકર, શિવ, શંકર, શંભુ, સ્વયંભૂ, બ્રહ્મા, વિષ્ણુ, રામ, મહેશ યા મહાદેવાદિક ગમે તે નામથી બોલાવવામાં આવે તો પણ તે સાર્થક જ હોવાથી સમજુ માણસો સ્વીકારી જ લે છે. એવી જ રીતે ગુરુનાં અને ધર્મનાં જુદાં જુદાં નામ ગમે તે હો પણ તેની સાથે પરમાર્થદષ્ટિ જીવોને કશો ઝઘડો હોતો નથી; કેમ કે તેઓ તેમાં સીધો જ વિચાર કરે છે. કેવળ શબ્દભેદ સાંભળીને તેની સાથે ઝઘડો કરી બેસતા નથી. શબ્દભેદથી અર્થભેદ સમજી નહિ લેતાં, અર્થની એકતા નિષ્પક્ષપાતપણે વિચારી, તેનું ઝટ સમાધાન કરી લે છે. આવી સમદષ્ટિ, પૂર્વોક્ત જિનના ખરા અનુયાયી જૈનોમાં હોઇ શકે છે, તેથી જ તે સ્યાદ્વાદી, અનેકાન્તવાદી અથવા યથાર્થવાદી કહેવાય છે અને તે સત્ય છે. તત્ત્વદષ્ટિથી કે ઉદાર-વિશાળ સમદષ્ટિથી વિચારી શકાય તો સકળ રાગાદિ દોષ રહિત વીતરાગ દેવે કહેલો-સમજાવેલો શુદ્ધ અહિંસા [ દયા ], સંયમ [ ચારિત્ર ] અને ઇચ્છાનિરોધરૂપ તપ લક્ષણ ધર્મ જ ખરેખર દરેક ભવ્ય આત્માને માટે સ્વાભાવિક ધર્મ છે. અને એ જ સત્ય સનાતન ધર્મદ્વારા ખરું-વાસ્તવિક સુખ પ્રાપ્ત થઇ શકે છે. એ પવિત્ર ધર્મમાં જેનું ચિત્ત વર્ત્યા કરે છે તેને ઇન્દ્રાદિક દેવો પણ નમસ્કાર કરે છે, આમ હોવાથી સત્ય નિર્દોષ સનાતન ધર્મને સ્વબુદ્ધિબળથી સારી રીતે સમજી ભવ્યાત્માઓએ સર્વ પ્રકારનો પ્રમાદ તજીને તેનો અવશ્ય આદર કરવો ઘટે છે. પ્રથમ અજ્ઞાનવશ આદરેલા અસત્ ધર્મ ઉપર મિથ્યા મમત્વ રાખવો ઘટતો નથી. ભાગ્યયોગે સત્ય વસ્તુધર્મની પિછાણ થયાનું એ જ ફળ છે અને દશ દષ્ટાંતે દુર્લભ માનવભવ પામ્યાની ખરી કિંમત પણ એથી જ છે.

## મોક્ષપ્રાપ્તિ માટે ઉત્તમ આલંબન

"ખરું સ્થિર શાશ્વત સુખ ક્યાં છે ? અને તે કેવી રીતે પ્રાપ્ત થઇ શકે ?" સર્વજ્ઞ સર્વદર્શી તીર્થંકર ભગવાન ભવ્ય જનોના એકાન્ત હિતને માટે કહે છે કે-ખરું સ્થિર અને શાશ્વત સુખ કેવળ મોક્ષમાં જ છે-બીજે ક્યાં ય નથી. સકળ કર્મમળનો સર્વથા ક્ષય થવાથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે તે કર્મમળનો ક્ષય કરવા સમ્યગ્ દર્શન ( સમ્યક્ત્વ ), જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રયી જ અમોઘ ઉપાય છે, એમ શ્રી તીર્થંકર ગણધરાદિક જ્ઞાની પુરુષો જણાવે છે. અનાદિ મિથ્યાત્વ અને કષાયને ટાળવાથી શ્રી સર્વજ્ઞ દેવે કહેલા તત્ત્વવચનો ઉપર જે યથાર્થ શ્રદ્ધા ઉપજે છે તે સમ્યક્ત્વ કહેવાય છે. શ્રી સર્વજ્ઞકથિત સૂક્ષ્મ તત્ત્વનો જે વડે યથાર્થ બોધ થવા પામે છે તે જ્ઞાન કહેવાય છે અને શ્રી સર્વજ્ઞ ભગવાને બતાવેલા ઉત્તમ વ્રત-નિયમોને આદરી તેને પ્રમાદ રહિત પાળતા રહી, નિજ ગુણમાં સ્થિરતા પામવી તે ચારિત્ર કહેવાય છે. ઉક્ત સમ્યક્ત્વ, જ્ઞાન અને ચારિત્રને જ્ઞાની પુરુષો રત્નત્રયી કહીને બોલાવે છે. આ પવિત્ર રત્નત્રયી વગર કદાપિ કોઇનો ક્યારે પણ સર્વ કર્મનો ક્ષય થવારૂપ મોક્ષ થઇ શકતો નથી, તેથી જ રત્નત્રયીની સાધના-આરાધના મોક્ષસુખ પ્રાપ્ત કરવા માટે કરવી તે દરેક સ્થિર અને શાશ્વત સુખના અર્થી જનને માટે ઉચિત છે.

ભાવ સહિત કરવામાં આવતી સકળ ધર્મસાધના સફળ થઇ શકે છે. દાન, શીલ અને તપ વગેરે ભાવ સહિત કરાય તો જ તે લેખે થાય છે. એ ભાવ મનને આધીન છે અને ઉત્તમ આલંબન વગર ચંચળ મન સ્થિર રહી શકતું નથી. જો કે જ્ઞાની પુરુષોએ તેને માટે અનેક આલંબન કહ્યાં છે, પરંતુ તે સૌમાં નવપદનું આલંબન મુખ્ય અને ઉત્તમ છે.

## નવપદનું સંક્ષિપ્ત સ્વરૂપ

૧ અરિહંત, ૨ સિદ્ધ, ૩ આચાર્ય, ૪ ઉપાધ્યાય, ૫ સકળ સાધુ, ૬ દર્શન, ૭ જ્ઞાન, ૮ ચારિત્ર અને ૯ તપ. એ નવપદ અથવા સિદ્ધચક્રના નામથી ઓળખાય છે. ઉક્ત નવપદના ગુણ-ગ્રામ કરવાવડે નિજગુણ શુદ્ધિ કરી લેવી ઉચિત છે, તેથી ઉક્ત નવપદના ગુણોનું પ્રથમ સંક્ષેપથી વર્ણન કરીએ છીએ.

૧. રાગદ્વેષ અને મોહાદિક અંતરગ શત્રુસમૂહને સર્વથા જીતી લઇ, સકળ અતિશય સહિત સમવસરણમાં બિરાજી, ભવ્ય જનોને અશ્રાન્તપણે અમૃતસમાન ધર્મદેશના આપી, જે ઉદ્ધરે છે તે અરિહંત વીતરાગ પરમાત્મા કહેવાય છે.

૨. સકળ કર્મનો સર્વથા ક્ષય કરી જે અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યસંપન્ન થઇ, અજ, અવિનાશી, અરૂપી, અવ્યાબાધ અને અગુરુલઘુ એવું મોક્ષ મહાપદ પ્રાપ્ત કરે છે તે સઘળા સિદ્ધ ભગવાન તરીકે ઓળખાય છે.

૩. શ્રી અરિહંત પરમાત્માએ ઉપદેશેલા ઉત્તમ ( જ્ઞાના-ચારાદિ ) આચારવિચારને જે જાતે સેવન કરે છે-પાળે છે અને અન્ય યોગ્ય જનોને એ ઉત્તમ આચાર સમજાવી પળાવે છે, તે બ્રહ્મચર્યાદિક ૩૬ ગુણોવડે અલંકૃત ભાવ આચાર્ય કહેવાય છે. તીર્થંકર દેવના અભાવમાં શાસનની રક્ષા આવા આચાર્ય મહારાજા કરી શકે છે.

૪ જેઓ સર્વજ્ઞ-દેશિત શાસ્ત્રોનું રહસ્ય સારી રીતે સમજી લઈ, સાધુ સમુદાયને ભણાવે છે અને જડ જેવા શિષ્યને પણ સુવિનીત ને વિચક્ષણ બનાવે છે, વળી જે ગચ્છની સારી રીતે સંભાળ રાખે છે અને મૂળગુણ [ મહાવ્રત ] ને તેમ જ તેને પુષ્ટિકારક ઉત્તરગુણને સાવધાનપણે સદા પાળતા રહે છે એવા યુવરાજ તુલ્ય પાઠક, વાચક યા ઉપાધ્યાયના નામથી ઓળખાય છે.

૫. જેઓ આ અસાર સંસારનું સ્વરૂપ યથાર્થ ઓળખી, તેથી વિરક્ત બની, સદ્દગુરુ સંગે ઉત્તમ રત્નત્રયીનું સકળ પ્રમાદ રહિત સેવન-આરાધન કરે છે અને અન્ય ભવ્યાત્માઓને આત્મસાધનમાં સહાય આપવા જે સદા ય ઉજમાળ રહે છે તે સંત, સાધુ, નિર્ગ્રંથ, મુનિ યા મુમુક્ષુ કહેવાય છે.

૬ અનાદિ મિથ્યાત્વ યા કુવાસના અને અનંતાનુબંધી કષાયને ટાળવાથી, સુવાસના અને શાન્તિયોગે જે તત્ત્વપ્રતીતિ-રૂપ નિર્મળ ગુણસ્થાનક પ્રાપ્ત થઈ શકે છે તેને જ્ઞાની પુરુષો સમ્યગ્દર્શન, સુશ્રદ્ધાન યા સમકિત કહે છે.

૭ જેના પ્રકાશવડે અનાદિ અજ્ઞાન અંધકાર ટળે છે અને સર્વજ્ઞકથિત તત્ત્વો સારી રીતે સમજી શકાય છે અને અન્યને સમજાવી શકાય છે તેનું નામ તત્ત્વજ્ઞાન છે. સૂર્ય, ચંદ્ર અને દીપકની પેરે તત્ત્વજ્ઞાન જગતને અત્યંત ઉપકારી છે.

૮. વિષય, કષાય અને મન, વચન, કાયાને કાબૂમાં રાખે અને ડહાપણથી જે દયા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અસંગતાદિ ઉત્તમ ગુણોનો અભ્યાસ કરવામાં આવે તેને જ્ઞાની પુરુષો સંયમ યા ચારિત્ર કહે છે; તેથી સ્વરૂપ-સ્થિરતા થવા પામે છે.

૯. જેમ અગ્નિના તીવ્ર તાપયોગે સુવર્ણની શુદ્ધિ કરવામાં આવે છે તેમ જે બાહ્ય તથા અભ્યંતર સાધનજોગે અનાદિ કર્મમળનો ક્ષય કરી, આત્માની શુદ્ધિ કરવામાં આવે છે તેને જ્ઞાની પુરુષો નિર્જરાકારી તપ કહીને બોલાવે છે.

ઉક્ત નવપદમાં પ્રથમનાં પાંચ પદ ધર્મી છે અને પાછળનાં ચાર પદ ધર્મરૂપ છે એ ચારે પદનું યથાવિધિ સેવન-આરાધન કરવાથીજ અરિહંતાદિક ઉત્તમ પદવી પ્રાપ્ત થઈ શકે છે, તેથી દરેક ભવ્યાત્માએ ઉક્ત દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપરૂપ પવિત્ર ધર્મનું શુદ્ધ પ્રેમથી સેવન કરવું જોઇએ પ્રમા-

દાચરણ તજવાથી પવિત્ર ધર્મ પ્રત્યે પ્રેમોલ્લાસ પ્રગટે છે. શ્રી અરિહંતાદિક પાંચ પદો, પવિત્ર ધર્મના પ્રભાવથી અનુક્રમે ભવ્યજનોને શુદ્ધમાર્ગદેશકપણાથી, અવિનાશીપણાથી, શુદ્ધ આચારવિચાર પાળવા-પળાવવાથી, ઉત્તમ વિનય શિખવવાથી અન્ય યોગ્ય જનોને યથોચિત સહાય યા આલંબન આપવાથી ત્રિભુવનવાસી જનોને પૂજા-સત્કાર યોગ્ય થાય છે. તેવા પવિત્ર આત્માઓનું તન્મયપણે આલંબન લેવાથી, તેમની સેવાભક્તિ કરવાથી, તેમના ઉત્તમ ગુણોનુ એકાગ્રતાવડે ચિન્તવન (ધ્યાન) કરવાથી આપણે પણ યોગ્ય અધિકાર પ્રાપ્ત કરી તેમના જેવા જ પવિત્ર બનતા જઇએ છીએ અને અનુક્રમે સકળ કર્મ-આવરણ દૂર કરીને, અંદર ઢંકાઇ રહેલું આપણું અનાદિ આત્મસ્વરૂપ સાક્ષાત્ પ્રગટ કરી શકીએ છીએ.

## પ્રમાદનું સંક્ષેપથી સ્વરૂપ

આવા અમૂલ્ય આત્મસાક્ષાત્કાર કરવામાં અંતરાય કરનાર અને આપણને અવળે માર્ગે દોરી જનાર પ્રસિદ્ધ 'પ્રમાદ' શત્રુ છે. તેને વારવા-દૂર કરવા દરેક ભવ્યાત્માએ જરૂર લક્ષ રાખવું જોઇએ. પ્રમાદ જેવો કોઇ પ્રબળ દુશ્મન નથી, તેને બરાબર ઓળખી જીતી લેવો જોઇએ.

જેના વડે આપણું કર્તવ્ય ભૂલી જવાય, ન કરવાના કામ કરી લેવાય અને ઉન્મત્તની પેઠે વર્તન કરાય, અથવા ટુંકાણમાં સ્વચ્છંદીપણે ચલાય તેને જ્ઞાની પુરુષો પ્રમાદ કહે છે. તેના પાંચ પ્રકાર નીચે મુજબ કહ્યા છે:-

૧. જેનાથી મદ-નીશો ચડે એવા ગમે તે માદક પદાર્થનું સેવન કરવું અને બેભાન બની સ્વકર્તવ્યથી ચૂકવું.

૨. પાંચ ઇંદ્રિયોના વિષયો-શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શમાં ગૃદ્ધ-આસક્ત બનવું.

૩. ક્રોધ, માન, માયા અને લોભ કષાયને વશ થઇ જવું.

૪ આળસ કે સુસ્તીવડે એદીની જેમ નિરુદ્યમી બનવું.

૫. જેમાં કશું સ્વપરહિત સમાયેલું ન હોય એવી નકામી કુથલી-વિકથા કરવી.

ઉપર પ્રમાણે પ્રમાદના પાંચ ભેદ છે. મિથ્યાત્વ-અજ્ઞાન પ્રમુખ તેના આઠ ભેદ પણ કહ્યા છે. પ્રમાદ આચરણ તજીને ખરી દિશામાં પુરુષાતન ફોરવવાથી કેવો અદ્ભુત લાભ થવા પામે છે? એ બારીકીથી તપાસવાની આપણને બહુ જરૂર છે. સાદો-હલકો ( સુખે પચી શકે એવો ) સાત્વિક ખોરાક જો પ્રમાણોપેત અને નિયમિત રીતે લેવામાં આવે તો તેથી વ્યાવહારિક અને ધાર્મિક કાર્ય કરવામાં બહુ સરલતા થવા પામે છે. વિષયાસક્તિ તજવાથી ઇન્દ્રિયોનો શુભ ઉપયોગ કરી શકાય છે, ચક્ષુવડે શુદ્ધ દેવ-ગુરુની પરમ શાન્ત મુદ્રાને દેખી શકાય છે, શ્રોતવડે શાસ્ત્રોક્ત સદુપદેશ શ્રવણ કરી શકાય છે, જીભવડે શુદ્ધ દેવ-ગુરુનાં ગુણગ્રામ કરી શકાય છે, ઘ્રાણવડે સારા સુગંધી પદાર્થનો સઠેકાણે ઉપયોગ કરી શકાય છે અને દેહવડે સદ્ગુણી જનોનો યથાયોગ્ય વિનય ભક્તિ પૂજા સત્કાર કરી શકાય છે. જેમાંની એક એક ઇન્દ્રિયને પરવશ પડવાથી પતંગીયાં, ભમરા, માછલા, હરણીયાં અને હાથીઓના કેવા બૂરા હાલ થાય છે અને તે દરેક ઇન્દ્રિયને સ્વવશ કરી લેવાથી કેવો ઉત્તમ લાભ મેળવી શકાય છે તે વિવેકથી વિચારી જોતાં માલુમ પડે છે. ક્રોધાદિક કષાયના કટુક ફળ વિચારીને વિવેકી જનો ક્ષમા, મૃદુતા ( નમ્રતા ), સરલતા અને સંતોષ ગુણનો અભ્યાસ રાખે છે તો તેથી સઘળા આંતર તાપને શમાવી પરમ શીતળતાને પામે છે. જો આળસ તજી સદુદ્યમ સેવે છે તો તેથી શરીરનું આરોગ્ય સાચવવા ઉપરાંત ઘણા પારમાર્થિક લાભ પણ સંપા-

દન કરી શકાય છે અને નકામી વાત-વિકથા કરવાનો ઢાળ તજીને, ઉત્તમ ધર્મકથા કરવાની કે સાંભળવાની સુટેવથી આત્માને અનહદ લાભ થવા પામે છે. આ રીતે હરેક પ્રકારનું પ્રમાદાચરણ સમજપૂર્વક પરિહરી, જો પ્રેમ-ઉલ્લાસથી સન્માર્ગનું સેવન કરવામાં આવે તો તેથી કેવો અપૂર્વ લાભ મળી શકે છે તે બતાવે છે:—

નવપદ અથવા વીશસ્થાનક પદ પૈકી એક કે બે પદનું યાવત્ વીશે પદનું સંપૂર્ણ પ્રેમોલ્લાસથી યથાવિધિ સેવન-આરાધન કરવાથી ભવ્યાત્મા ભારે ઋદ્ધિ-સમૃદ્ધિ પામવા ઉપરાંત શ્રી અરિહંત તીર્થંકરની પવિત્ર પદવીને પણ પ્રાપ્ત કરી શકે છે. સંપૂર્ણ વીર્યોલ્લાસથી પવિત્ર રત્નત્રયીનું આરાધન કરનાર સકળ કર્મમળનો સર્વથા ક્ષય કરીને અક્ષય અજરામર એવું સિદ્ધપદ પણ પામી શકે છે. અનાદિ અશુભ આચારવિચારને તજી જે ભવ્યાત્મા શ્રી સર્વજ્ઞપ્રણીત શુભ આચારવિચારને બહુ જ આદરપૂર્વક સેવે છે તે અલ્પ કાળમાં ઉત્તમ આચાર્ય પદવીને પ્રાપ્ત કરી શકે છે અને જે સારી રીતે સ્વ-આત્મહિત સાચવીને અતિ નમ્ર ભાવે સ્વપરહિત કરવા ઉજમાળ રહે છે તે વાચક, પાઠક યા ઉપાધ્યાય પદને પામે છે. એ જ રીતે ઇન્દ્રિય, કષાયાદિને દમી-વશ કરી જે સ્વાત્મહિત કરવા ઉજમાળ બને છે તે સુસાધુ પદવીને પ્રાપ્ત થાય છે. જે સુસાધુજનો સમીપે આદરસહિત હિતોપદેશ સાંભળીને સુશ્રદ્ધા, સદ્વિવેક અને સત્ક્રિયાને સેવે છે તે મહાનુભાવ સુશ્રાવક પદવીને પામે છે તથા જે શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મતત્ત્વને યથાર્થ ઓળખી તેની દૃઢપ્રતીતિ કરે છે તે અનાદિ મિથ્યાત્વને તજી સમ્યક્ત્વ ગુણને પામી શકે છે એ રીતે માર્ગાનુસારિતા પ્રમુખ અનેક સદ્ગુણો પુરુષાર્થયોગે દૃઢ અભ્યાસથી પ્રાપ્ત થઇ શકે છે.

---

# ગૃહસ્થ યોગ્ય વ્યવહારુ શિક્ષા



## જૈનધર્મ સંબંધી સાદી સમજનાં બોધવચન

રાગ, દ્વેષ અને મોહ આદિ દોષમાત્રને દૂર કરનાર (જીતી લેનાર) જિનેશ્વર દેવ છે. તેમણે ભાખેલો જૈનધર્મ છે. અહિંસા, સંયમ અને તપ એ ધર્મનું લક્ષણ છે. એ પરમ મંગળમય ધર્મની ધુરા ધારણ કરનાર ધોરી સમાન સાધુ–નિર્ગ્રંથ ગુરુ ગણાય છે. શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મ ઉપર શ્રદ્ધા રાખનાર, વિવેક-ચક્ષુથી સત્ય જોનાર, જાણનાર અને સત્ય હિતકારી કરણી કરનાર શ્રાવક કહેવાય છે. સકળ દોષરહિત જિનેશ્વર દેવે ભાખેલા ધર્મને એક સરખી રીતે અનુસરનારા સાધર્મી લેખાય છે. તેમની યથોચિત સેવાભક્તિ બજાવવાથી ભાગ્યશાળી જનો મહાન્ લાભ મેળવે છે જે આ ભવસમુદ્રથી તારે, પાર ઉતારે અથવા જેનાવડે ભવનો પાર પામીએ તે તીર્થ કહેવાય છે. જંગમતીર્થ અને સ્થાવરતીર્થ એ રીતે તીર્થ બે પ્રકારનાં છે. જિનેશ્વર દેવની આજ્ઞાને યથાશક્તિ માન્ય કરી ચાલનારા સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ જંગમતીર્થ છે અને શત્રુંજય, ગિરનાર, આબૂ, અષ્ટાપદ અને સંમેતશિખર પ્રમુખ સ્થાવરતીર્થ છે. શુદ્ધ ભાવથી તેને ભેટનાર ભવસમુદ્ર તરી શકે છે. એ પવિત્ર તીર્થને ભાવથી ભેટી યથાશક્તિ દાન, શીલ ને તપરૂપ કરણી કરી લેવી એ દરેક ભવ્યાત્માનું અવશ્ય કર્તવ્ય છે, તીર્થે કઈક સજ્જનોનો સમાગમ પણ થઈ શકે છે, તેમના ઉત્તમ ગુણનું અનુમોદન કરવાથી આપણામાં સજ્જનતા આવે છે, નિંદાદિક દોષનું નિવારણ થાય છે અને નિર્મળ

જ્ઞાનાદિ ગુણોનો પ્રકાશ થાય છે. આવા ઉત્તમ હેતુથી જ સ
કોઇએ પવિત્ર તીર્થની ભેટ કરવી ઘટે છે. તીર્થે જઇને સાધર્મી બંધુઓ
અને બ્હેનોનો આદરસત્કાર કરવો તથા સજ્જનોની સંગાતે
જ્ઞાનગોષ્ઠી કરવી અને એ દરેક દરેક શુભ પ્રસંગમાંથી કંઇને
કંઇ ગુણ ગ્રહણ કરી લેવો તે ઉચિત છે. હંસની પેરે સાર
તત્ત્વનું ગ્રહણ કરી લેવામાં જ બુદ્ધિશાળી મનુષ્યોની ખરી
ખૂબી છે, યથાશક્તિ વ્રત-નિયમો જ્ઞાની ગુરુની પાસે સમજી
સારી રીતે આદરવા એ જ આ દુર્લભ માનવ દેહ પામ્યાનું
ઉત્તમ ફળ છે. એ રીતે પૂર્વ પુન્યયોગે પ્રાપ્ત થયેલી લક્ષ્મી
અને વાણીનો પણ સદુપયોગ કરવાથી જ તેની સફળતા છે.
સંક્ષેપમાં સહુ સંગાતે મૈત્રી, ગુણીજનો પ્રત્યે પ્રમોદ, દુઃખી
જનો પ્રત્યે દયા અને દોષવંત પ્રત્યે મધ્યસ્થભાવ રાખવામાં જ
આપણું ખરું હિત રહેલું છે એ મુદ્દાની વાત ખૂબ લક્ષમાં
રાખી કલેશ કુસંપ કાપો, સર્વત્ર સુલેહશાન્તિ જાળવો અને
તોડફોડ તજીને સહુ કોઇને સન્માર્ગમાં જોડો. સહુ કોઇનું શ્રેય
ઇચ્છવાથી આપણું પણ શ્રેય થશે જ. કિં બહુના ? કહ્યું છે કે-

" સહુ મન સુખ વંછે, દુઃખને કો ન વંછે,
નહિ શુભધર્મ વિના તે, સૌખ્ય એ સંપજે છે;
ઇહ સુધરમ પામી, કાં પ્રમાદે ગમીજે ?
અતિ આળસ તજીને, ઉદ્યમે ધર્મ કીજે. ૧

ઇહ દિવસ ગયા જે, તેહ પાછા ન આવે,
ધરમ સમય આળે, કાં પ્રમાદે ગમાવે ?
ધરમ નહિ કરે જે, આયુ આળે વહાવે,
શશિ નૃપતિ પરે તે, શોચના અંત પાવે. ૨

જગતમાં સહુ કોઇ સુખની વાંછના કરે છે, કોઇ પણ
દુઃખની વાંછના કરતા નથી. સહુ જીવોને સુખમય જીવન જ
વહાલું લાગે છે, પણ એવું સુખ દયા, દાન અને દમ (સંયમ)

રૂપ ધર્મસેવન કર્યા વગર પ્રાપ્ત થતું નથી. એ ઉત્તમ ધર્મ સાધી લેવાની એક અમૂલ્ય તક આ માનવદેહમાં પામીને, પ્રમાદવશ પડી સ્વચ્છંદપણું આદરી, હે ભોળા ભાઇ ! તું એળે ગમાવે છે ? પ્રમાદ-મદ, વિષય કષાય, આળસ અને વિકથા સમાન કોઇ કટ્ટો શત્રુ નથી. એથી જ તારે સંસારચક્રમાં જન્મમરણના ફેરા કરવા પડે છે, માટે ચેત ! ચેત ! જાગૃત થા ! અને આળસ ઉડાડીને યથાશક્તિ વીર્ય ફોરવી ધર્મ-સાધના કરી લે. ધર્મસબળ (ભાતું) સાથે બાંધી લઇશ તો આગળ સુખી થઇશ. તે વગર પરભવમાં તને કોઇ ત્રાણ-શરણ કે આધાર નથી, માટે જાગૃત થા અને એદીપણું-કાયરપણું તજી દે. એ જ ખરો સુખનો માર્ગ છે. જે જે દિવસ અને રાત્રિઓ ધર્મસાધન વગર તારા ફોગટ જાય છે તે જ દિવસ અને રાત્રિઓ ચીવટથી ધર્મસાધન કરી લેનાર ભાઇબ્હેનોના લેખે થાય છે. અત્યારે ખરી તકે લગારેક કષ્ટ સહન કરી લઇને પણ જેઓ ધર્મસાધન કરે છે તેમને ભવિષ્યમાં ભારે સુખ સાંપડે છે. અને જે કોઇ દેહ, ધન અને પુત્રાદિ પરિવાર ઉપર ખોટી મમતા રાખી, ધર્મસાધનની ખરી તક ખોઇ નાંખે છે તેમને પછી બહુ પસ્તાવા સાથે ભવિષ્યમાં ભારે દુઃખ વેઠવું પડે છે. એમ સમજી નિજ હૃદયચક્ષુ ઉઘાડી ભવિષ્યનો વિચાર કરી જો. સવેળા ચેતી, કંઇ ઉત્તમ ધર્મસાધન કરી લેવામાં આવશે તો જરૂર પોતાનુ ભવિષ્ય સુધરવા પામશે.

## ગૃહસ્થ ધર્મનાં મૂળ સૂત્રો

આ ધર્મની સાધના માટે પવિત્ર શાસ્ત્રકારોએ ગૃહસ્થાવસ્થામાં સુખપૂર્વક પાળી શકાય તેવા અધિકાર પરત્વે જે વ્રત અનુષ્ઠાનો ઉપદેશેલાં છે તે સક્ષેપથી બતાવીએ છીએ.

૧. શુદ્ધ નિર્દોષ દેવ જિન અરિહંત, શુદ્ધ નિર્દોષ ગુરુ નિર્ગ્રંથ-સાધુ અને શુદ્ધ નિર્દોષ ધર્મ સર્વજ્ઞભાષિત જ શુદ્ધ

શ્રદ્ધાથી માનવા યોગ્ય છે બાકીના સદોષ (રાગાદિદોષવાળા) દેવ, ગુરુ અને ધર્મ તત્ત્વથી માનવા યોગ્ય નથી. જિનેશ્વર દેવે ભાખેલા શુદ્ધ પવિત્ર ધર્મમાં શંકા, કંખા કે ફળનો સંદેહ કરવાની જરૂર જ રહેતી નથી, કેમ કે તે ભેદભાવ રહિત સર્વજ્ઞે કહેલ છે.

૨. સહુ કોઇને સ્વજીવિત વહાલું જ હોય છે. તે કોઇને અકારું હોતું નથી તેથી સહુ જીવોની રક્ષા સ્વજીવિતની જેમ કરવી જોઇએ. જીવદયાવડે જ આપણે સુખી અને નિરોગી થઈ શકીએ છીએ.

૩. સત્ય વચન જ વદવું એ ખરેખર મુખનું મંડન (ભૂષણ) છે. સામાને પ્રિય અને હિતરૂપ થાય એવું જ સત્ય વચન બોલવાથી સજ્જનો શોભી નીકળે છે શાસ્ત્રનો મર્મ સમજ્યા વગર બીજાને આપમતે સમજાવવા જતાં પગલે પગલે 'અસત્ય' દોષ સેવાય છે.

૪. પૈસો અગિયારમો પ્રાણ લેખાય છે. બીજાનો પૈસો અનીતિથી હરી લેતાં તેના પ્રાણ લેવા જેવો દોષ લાગે છે તેમ છતાં પાછું અનીતિનું દ્રવ્ય ટકતું નથી તેમજ અનીતિવંત શુદ્ધ ધર્મ પામી શકતો નથી; તેથી ન્યાયનીતિવડે જ દ્રવ્ય ઉપાર્જન કરવુ. આહાર પ્રમાણે ઓડકાર આવે છે. ન્યાયી દ્રવ્યથી સુબુદ્ધિ સૂઝે છે, તેનો સારો ઉપયોગ થાય છે, તે દ્રવ્ય લાંબો વખત ટકી, શકે છે અને તેનાથી ધર્મમાર્ગ પણ પ્રાપ્ત થાય છે.

૫. આપણી માતા, બેન કે પુત્રી સાથે કુકર્મ કરનાર માટે કેવો વિચાર આપણને આવે? ઘણો જ માઠો. તો પછી એવું જ કુકર્મ કરવા ઇચ્છતા આપણે માટે પણ સામાને ક્યાંથી સારો વિચાર આવે? ન જ આવે, તો પછી સ્વસ્ત્રી સિવાય અન્ય સ્ત્રી મોટી હોય તેને માતા સમાન, સરખી વયવાળી હોય તેને બેન સમાન અને લઘુવયવાળી હોય તેને પુત્રી સમાન લેખીએ તો જ સારુ. તેથી સ્વપરને કેટલી શાન્તિ થવા પામે? બ્હેનોએ-સ્ત્રીઓએ પણ એ જ રીતે પરપુરુષને નિજ પિતા, બંધુ કે પુત્ર સમાન જ લેખવા જોઇએ એથી જ

વ્યવહારશુદ્ધિ થઈ શકશે. વ્યવહારશુદ્ધિ વગરનાં માણસો પાત્ર ધર્મ પામવા પોતે યોગ્ય જ ક્યાં છે ? પાત્રતા વગર ગુણપ્રાપ્તિ થઇ શકતી જ નથી.

૬. ગમે તેટલી સંપદા છતાં લોભી માણસ મમ્મણ શેઠની પેરે દુઃખી જ હોય છે અને અલ્પ ઋદ્ધિ છતાં સંતોષી માણસ પુણીઆ શ્રાવકની પેરે સુખી હોય છે એમ સમજી શાણા સ્રીપુરુષોએ ઇચ્છાપ્રમાણ બાંધી સંતોષવૃત્તિ સેવવી જોઇએ. બાકી લોભનો કંઇ થોભ નથી અને ઇચ્છા પણ આકાશની પેરે અનંતી છે, તેથી તેનો પાર આવતો જ નથી. અનંત આશા-તૃષ્ણામાં દુઃખ, દુઃખ ને દુઃખ જ છે તેથી તે ત્યાજ્ય છે.

૭. આજીવિકાદિક જરૂરી કારણે જવા આવવા જેટલી દિશા-ભૂમિની છૂટ રાખી, બીજી બધી દિશા-ભૂમિ સંબંધી આવતી ક્રિયા અટકાવવા માટે ખાસ દિશા મર્યાદા બાંધવી જોઇએ

૮. મહાપાપ આરંભવાળા ૧૫ કર્માદાનના વ્યાપારવડે વૃત્તિ-આજીવિકા બને ત્યાં સુધી નહિ કરતાં, અલ્પઆરંભવાળા ન્યાયયુક્ત વ્યાપારવડે જ વૃત્તિ-નિર્વાહ કરવો શ્રાવકને ઉચિત છે. ભોગોપભોગના સબંધમાં પણ ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેયનો વિવેક અવશ્ય સાચવવો યુક્ત છે. થોડી, નિયમિત અને નિર્જીવ ( અચિત્ત ) વસ્તુવડે સ્વનિર્વાહ કરી લેવો જોઇએ.

૯. જેમાં પોતાનું કે કુટુંબાદિકનું હિત સમાયેલું ન હોય તેવી નકામી બાબતમાં માથું મારવું, પાપોપદેશ આપવો, પાપાધિકરણ એકઠાં કરી બીજાને આપવાં, પાપી હિંસક જાનવર પાળવાં, અસતીપોષણ કરવું, કુવ્યસન સેવવાં, કુસંગતિ કરવી, કામ ઉન્માદ જાગે એવાં આસન સેવવા અથવા તેવા પુસ્તક વાંચવાં કે સાંભળવાં, જેથી અનેક જીવોનો વિનાશ થાય એવાં પ્રમાદાચરણ સેવવાં, નકામાં યુદ્ધ કરવા કે કરાવવા, એથી

અનર્થદંડ થાય છે એમ સમજી સુજ્ઞોએ એનાથી પાછા ઓસરવું.

૧૦. દરેક શ્રદ્ધાલુ શ્રાવક-શ્રાવિકાએ હરહંમેશ જેમ સમતા ગુણની વૃદ્ધિ થાય તેમ શુદ્ધ ભાવથી સામાયિક, પ્રતિક્રમણ, પ્રભુ-દર્શન, પૂજા, સેવા, ભક્તિ, દેવવંદન, ગુરુવંદન, શાસ્ત્રશ્રવણ, મનન, નિદિધ્યાસન, વિનય, વૈયાવચ્ચ, સત્સંગ, તીર્થયાત્રા, શાસન-પ્રભાવનાદિક ઉત્તમ ધર્મકરણી સ્વકર્તવ્ય સમજીને જાતે કરવી, કરાવવી અને અનુમોદવી જોઇએ. સમતા-સામાયિકનું તો વ્યસન પાડવું ને વધારવું.

૧૧. હરહંમેશની ધર્મકરણી ઉપરાંત અષ્ટમી, ચતુર્દશી પ્રમુખ પર્વતિથિ જોગે કંઇ સવિશેષ કરવા લક્ષ રાખવું. વ્રત પચ્ચખ્ખાણ રુચિથી આદરવા અને તે બરાબર પાળવાં. ધર્મશાસ્ત્ર ચિત્ત દઇને વાંચવા યા સાંભળવા. વળી બનતાં સુધી ઉપવાસ, આયંબિલ, નીવી, એકાસણાદિક તપ કરવો, શરીરસત્કાર તજવો, શુદ્ધ શિયલ પાળવું અને સર્વથા પાપવ્યાપારનો ત્યાગ કરવો-એ રીતે નિજ ગુણની પુષ્ટિ માટે પૌષધ કરવો. છેવટે તેમાંથી યથા-શક્તિ કરણી તો પ્રમાદરહિતપણે કરવાનો જરૂર ખપ કરવો.

૧૨. ગૃહસ્થ શ્રાવક-શ્રાવિકાનું આ પણ એક ઉત્તમ કર્તવ્ય છે કે તેમણે ક્ષમાદિક દશ પ્રકારના યતિધર્મને પાળનારા, પાંચ મહાવ્રતને ધરનારા, સંસારની સઘળી ખટપટોથી દૂર રહેનારા, સદા ય સાવધાનપણે સમતારસમાં ઝીલનારા અને નિર્દોષ ( પવિત્ર ) મોક્ષમાર્ગમાં ચાલનારા નિગ્રંથ-મુનિ મહા-શયોને નિર્દોષ ( પ્રાસુક-નિર્જીવ ) આહાર, પાણી, ઔષધ, ભેષજ, વસ્ત્ર, પાત્ર અને નિવાસસ્થાનાદિ નમ્રભાવે નિઃસ્વાર્થપણે આપવાં અને તેમની પાસેથી અમૂલ્ય સદ્બોધ મેળવી તેને સાર્થક કરવો. પવિત્ર તીર્થાદિકની રક્ષા કરવી, જ્ઞાન-વૃદ્ધિ કરવી અને સ્વધર્મી બંધુઓને બનતી સહાય કરવી.

## ગૃહસ્થોએ સ્વધર્મની રક્ષા માટે પાળવા યોગ્ય પવિત્ર નિયમો

ઉપરનાં અનુષ્ઠાનો પાળવામાં મદદગાર થઇ શકે તે સારુ કેટલાએક સામાન્ય નિયમો નીચે દર્શાવીએ છીએ. દરેક ગૃહસ્થોએ હમેશાં તેને નજર સામે રાખી તે પ્રમાણે વર્તવાથી પોતાનો ગૃહસ્થ ધર્મ ઉજ્જવળ થઇ શકશે એ નિઃસંશય છે.

૧. સુશ્રાવક જનોએ ન્યાય–નીતિવાળા ગમે તે શુભ વ્યાપારાદિ વ્યવસાયવડે દ્રવ્ય ઉપાર્જન કરી આજીવિકા ચલાવવી, સ્વકુટુંબનું પોષણ કરવું, માતપિતાદિની સેવાભક્તિ કરવી, નમ્રતા રાખવી, કૃતજ્ઞ અને પરોપકારી થવું, તથા લજ્જાળુ, દયાળુ, ગંભીર અને નિષ્પક્ષપાતી બનવું.

૨. આવકના પ્રમાણમાં જ ખર્ચ રાખવું, સ્વસ્થિતિ પ્રમાણે જ સંભાળીને ચાલવું, ઇંદ્રિયદમન અને કષાયનિગ્રહ કરવા વધારે લક્ષ રાખવું. જ્ઞાનીને પગલે ચાલવું.

૩. સુખ–દુઃખસમયે હર્ષ–ખેદ વગર ઉદાર સિંહવૃત્તિ ધારવી, નીચવૃત્તિ આદરવી નહિ અને શ્વાન જેવા ડરકણુ થવું નહિ.

૪. મદ–નશો ચઢે એવું કાંઇ ખાવું–પીવું નહિ, આળસુ–સુસ્ત થઇને બેસી રહેવું નહિ. અને નકામી વાતોના તડાકા મારી કે પારકી કુથલી કરી કિંમતી વખત ગાળવો નહિ.

૫. શુદ્ધ દેવ અરિહંત, શુદ્ધ ગુરુ–સાધુ નિર્ગ્રંથ અને શુદ્ધ ધર્મ સર્વજ્ઞભાષિત જ છે, એવી દૃઢ શ્રદ્ધા રાખી, તેની જ સેવા–ભક્તિ તન–મન–ધનથી કરવા કાયમ લક્ષ રાખવું.

૬ શુદ્ધ દેવ–ગુરુની સેવાભક્તિ (દર્શન, વંદન, પૂજા, સ્તુતિ, સ્તવનાદિ ) પ્રસંગે શરીર, વસ્ત્ર, મન, ભૂમિ, પૂજોપકરણ, ન્યાય-દ્રવ્ય અને વિધિ એ સાત પ્રકારની શુદ્ધિ કરવા ( સાચવવા ) ખાસ લક્ષ રાખવું.

૭. શુદ્ધ દેવ-ગુરુની સેવાભક્તિ તેમની પવિત્ર આજ્ઞાનું યથાશક્તિ પાલન કરવાવડે જ સફળ થાય છે, એમ સમજી કોઈ પણ પ્રકારના કુવ્યસનથી તો સદંતર દૂર જ રહેવું.

૮. માંસ, દારુ, શિકાર, ચોરી, જૂગાર, પરસ્ત્રી અને વેશ્યાગમન એ સાત કુવ્યસનો ઉભય લોક વિરુદ્ધ હોવાથી અતિ નિંદ્ય, અપયશકારી, ક્લેશકારી અને દુર્ગતિદાયક છે

૯. જ્ઞાની ગુરુરાજનો જોગ મેળવી, તેમની પાસેથી હિતોપદેશ સાંભળી તે હૈયે ધારીને, કોઇ જીવને પ્રતિકૂળતા ઉપજે એવું અનિષ્ટ આચરણ કદાપિ નહિ કરતાં, જેથી આત્મકલ્યાણ થાય એવા સદાચરણ જ સેવવા લક્ષ રાખવું.

૧૦. રાત્રિભોજન, જમીનકંદ, ( કંદમૂળ ) રિંગણુ, વિંગણુ, તુચ્છ અને અજાણ્યા ફળ પ્રમુખ, બોળ અથાણું, વાસીભોજન, કાચાં ગોરસ ( દૂધ, દહીં કે છાશ ) સાથે કઠોળ ભોજન લગભગ વેળાએ વાળુ, દિવસ ઊગ્યા વગર ખાનપાન એ સઘળાં વર્જ્ય છે; તેમ જ જીવાકુળ વસ્તુ, બગડી ગયેલ ( ચલિત રસ ) ઘી, દૂધ, મેવો, મીઠાઇ વગેરે પદાર્થ, બે રાત્રિ ઉપરાંતનું દહીં, ત્રણ દિવસ ઉપરાંતની છાશ, કાચું મીઠું, ગળ્યા વગરનું ( અળગણ ) પાણી વગેરે બધું હાનિકારક જાણીને વર્જવા યોગ્ય છે.

૧૧. ફાગણ શુદિ ૧૪ પછી કાર્તિક શુદિ ૧૪ સુધી ખજૂર, ખારેક પ્રમુખ જીવાકુળ મેવો, આર્દ્રા નક્ષત્ર બેઠા પછી કેરી, કાચી અને ભ્રષ્ટ ખાંડ વગેરે જીવાકુળ વસ્તુમાત્ર ભક્ષણ કરવા યોગ્ય નથી.

૧૨. આખા દિવસમાંથી બે ઘડી જેટલો વખત જરૂર બચાવીને શાસ્ત્રાભ્યાસ, શાસ્ત્રવાંચન, શ્રવણ, મનન પ્રમુખ અવશ્ય કરવું, અને પાપપ્રવૃત્તિ તજી સામાયિક, પ્રતિક્રમણ પ્રમુખ શુભ કરણી જરૂર કરવી.

૧૩. પરનિંદા, ચાડીચુગલી, કલેશ અને પરને માઠાં આળ દેવા પ્રમુખ દુષ્ટ આચરણથી સદંતર દૂર રહેવું. કુદેવ, કુગુરુ અને કુધર્મના ફંદમાં કદાપિ પડવું નહિ.

૧૪. વર્ષમાં એકાદ પવિત્ર તીર્થની યાત્રા કરી; સંઘ સાધર્મીજનોની સેવા કરી અથવા વિદ્યાદાન પ્રમુખ કોઇ સારું પરમાર્થનું કામ કરી સ્વજીવનની સફળતા કરવી.

૧૫. પરોપકારનાં કામ કરવા બનતું લક્ષ રાખવું. સૂક્ત-મુક્તાવળીમાં ખાસ કહ્યું છે કે—

" પરહિત કરવા જે, ચિત્ત ઉચ્છાહ ધારે,
પરકૃત હિત હૈયે, જે ન કાંઇ વિસારે;
પ્રતિહિત પરથી જે, તે ન વંછે કદાઈ,
પુરુષ રયણ સોઈ, વંદીએ સો સદાઇ. ૧

નિજ દુઃખ ન ગણે જે, પારકું દુઃખ વારે,
તિહતણી બલિહારી, જાઇએ કોડી વારે;
જિમ વિષભર જેણે, ડંક પીડા સહીને,
વિષધર જિન વીરે, બુઝવ્યો તે વહીને. " ૨

તીર્થંકરો અને ગણધરો વગેરે આપ્તપુરુષો જે આ માનવ-દેહની દુર્લભતા બતાવે છે તે આવી રીતે યથાશક્તિ ધર્મ આરાધન કરી લેવાના પવિત્ર હેતુથી જ. તે પ્રમાણે વર્તે તેમનો તો આ માનવદેહ એક ઉત્તમ ચિન્તામણિ રત્ન જેવો અમૂલ્ય લેખવા યોગ્ય છે. અન્યથા શાસ્ત્રકાર કહે છે તેમ ધર્મના પ્રભાવે સુખસંપદા પામ્યા છતાં, જે એ ઉપકારી ધર્મની જ અવગણના–અનાદર કરે છે તે સ્વામીદ્રોહી ( ધર્મવિરાધક ) જીવનું ભવિષ્ય શી રીતે સારું થઇ શકશે ? નહિ જ થઇ શકે.

એમ સમજી સુજ્ઞ ભાઇબ્હેનોએ પવિત્ર ધર્મઆચરણવડે આ માનવજીવનને સફળ કરી લેવા લગારે પ્રમાદ કરવો યુક્ત નથી. પ્રમાદરહિત જે નિજ હિત કરી લે છે તે જ પરહિત પણ કરી શકે છે. ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, તપ, સંયમ, સત્ય, શૌચ ( મનઃશુદ્ધિ-પ્રમાણિકતા ), નિઃસ્પૃહતા અને બ્રહ્મચર્યરૂપ ઉત્તમ સાધુધર્મ પામવાની ભાવના દિલમાં રાખીને જ બની શકે તેટલું રૂડું સ્વાશ્રયી જીવન ગાળવું જોઇએ.

દરેક ગૃહસ્થ શ્રાવકોએ પોતાના જીવનમાં કરવા યોગ્ય કાર્યો સ્વાશ્રયથી હમેશાં અનવરત ઉત્સાહ અને ખંતથી કરવાં જોઇએ. " ખંતથી સદ્ઉદ્યમ સેવનાર શીઘ્ર સ્વકાર્યસિદ્ધિ કરી સહેજે સકળ સુખસંપદા પામી શકે છે." એ વાતના સમર્થન માટે થોડાએક પ્રમાણ વાકયો ઉદ્ધરીએ છીએ. શ્રીપાળકુમારની પેઠે ઉદ્યમી પુરુષરત્નને લક્ષ્મી વરે છે. પુરુષાર્થવંત પુરુષસિંહને લક્ષ્મી સહેજે આવી મળે છે. ગુણ-ગુણીનો સર્વત્ર આદર કરાય છે. ગુણો સર્વત્ર પૂજા-સત્કારને પ્રાપ્ત થાય છે, પૂજાય છે અને મનાય છે. ગુણીજનોમાં રહેલા ગુણો જ પૂજાપાત્ર છે, કેવળ લિંગ (વેશ)અને વય પૂજાપાત્ર નથી. કાયર જનો કંઇ પણ સત્કાર્ય પ્રતિજ્ઞાદિક ભંગ થવાના ભયમાત્રથી આદરતા નથી, મધ્યમ જનો તેનો પ્રભાવ જાણી સાંભળીને આદરે તો છે પણ કંઇ વિઘ્ન આવ્યે છતે તે તજી દે છે, ખરા દક્ષ-ડાહ્યા-ચકોર જનો તો ગમે એવાં વિઘ્ન આવ્યે છતે પણ આદરેલાં સત્કાર્યને અંત સુધી નિર્વહે છે.

" પ્રથમ જ તપાસો કે તમે જે કાર્ય કરવા સંકલ્પ કર્યો છે તે ડહાપણભર્યો છે કે નહિ ? અને જો તે સંકલ્પ દક્ષ એટલે ડહાપણભર્યો જ હોય તો ગમે તેવાં વિઘ્ન ઉપસ્થિત થાય તો પણ તેથી લગારે ડરશો નહિ-ચલાયમાન થાશો નહિ-તેમાં અડગ જ

રહેજો." ધૈર્યપૂર્વક ખંત જારી રાખવાથી ગમે તેવાં દુષ્કર કાર્ય પણ સાધી શકાય છે. "ચાકરી વગર ભાખરી નથી." ઉદ્યમ કર્યા વગર ફળ મળવાનું નથી. જેવું વાવશો તેવું લણશો. જેવું મન ઘાલશો એવું કમાશો. 'આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ.' જાતમહેનત ( Self-Help ) પર જ વિશેષ વિશ્વાસ રાખો, સ્વાશ્રયી બનો. બીજાના વિશ્વાસ ઉપર બેસી રહીને આલસ્યને વધારશો નહિ. "નિયમિત કાર્ય કરવાની ટેવથી બહુ સરલતા-અનુકૂળતા થવા પામે છે." તમારા દરેક કાર્યમાં બને તેટલા નિયમિત ( Regular ) થાઓ, થવા પ્રયત્ન કરો. સરલતાથી કાર્ય કરવાની એના જેવી બીજી કોઈ સરસ પદ્ધતિ નથી. નિયમિત કાર્ય કરનારાઓ ગમે તેટલાં કામ મજાથી કરે છે અને અનિયમિત કામ કરનારા એકાદ કામ કરવામાં પણ નાસીપાસ થાય છે. "લક્ષપૂર્વક નિયમિત કામ કર્યા પછી જે વિશ્રાંતિ મળે છે તેમાં જ ખરી મીઠાશ આવે છે." અનિયમિતપણે કામ કરનારને આત્મસંતોષને બદલે બહુધા બળાપો થયા કરે છે. ( તેનું ચિત્ત અપ્રસન્ન અને ઉદાસી રહ્યા કરે છે. ) "નિયમિત કામ કરનારને નિજ કાર્યશક્તિમાં શ્રદ્ધા બની રહે છે, તેથી ધાર્યું કામ ઉત્સાહપૂર્વક સારી રીતે કરી શકે છે. તેથી ઊલટું અનિયમિત કામ કરનારમાં બને છે. આ વાત સ્વાનુભવસિદ્ધ સમજી શકાય એવી છે. પાત્રતાયોગે વસ્તુપ્રાપ્તિ થવામાં ઉદ્યમાદિની પણ જરૂર રહે છે." કોઈ પણ અગત્યનાં કામ કરવા ઇચ્છનારે પ્રથમ તેની યોગ્યતા મેળવવા મથન કરવું જોઇએ. ( First deserve and then desire ). "યોગ્યતા પામી લેવાય તો કાર્યસિદ્ધિ સુલભ થવા પામે એ નિર્વિવાદ સિદ્ધ છે." કારણ વગર કાર્યની સિદ્ધિ થઇ શકે જ કેમ ? પુરુષાર્થવડે જ સર્વ કંઇ કર્તવ્ય-કાર્ય સિદ્ધ થઇ શકે છે. પુરુષાર્થને કંઇ પણ અસાધ્ય નથી જ, માટે જ કહેવામાં આવે છે

કે-( Try, Try and Try ) ઉદ્યમ કરો, ઉદ્યમ કરો, ઉદ્યમ કરો. ઉદ્યમ કરવાવડે જ અંતરાય તૂટશે. ઉદ્યમ કર્યા છતાં તત્કાળ ફળપ્રાપ્તિ થવા ન પામે તો તેથી નિરુત્સાહ થવું નહિ. ધીરજ ધરીને ફળપ્રાપ્તિ થતાં સુધી અડગ ઉત્સાહથી ઉદ્યમ કરી આગળ વધતા જવું એટલે અંતે ફળપ્રાપ્તિ અવશ્ય થશે જ." ઉદ્યમ સાથે નસીબ યારી આપે છે તો તત્કાળ ફળપ્રાપ્તિ થઇ શકે છે. " સતત ઉદ્યમ કર્યા છતાં ફળ ન મળે તો જ દૈવને દોષ દેવો, તે પહેલાં દૈવને કે કાળને દોષ દઇ નિરુદ્યમી બની બેસવું નહિ " યદ્યપિ કાળ, સ્વભાવ, ભાવીભાવ ( નિયતિ ), પૂર્વકર્મ અને ઉદ્યમ-એ પાંચ સમવાયી કારણયોગે જ કોઈ પણ કાર્ય સિદ્ધ થાય છે, તો પણ તે સર્વમાં ઉદ્યમને જ પ્રધાનપદ અપાય છે, કેમકે તેનાવડે જ બાકીનાં કારણોની અનુકૂળતા થાય છે અને ઇષ્ટ કાર્યસિદ્ધિ થવા પામે છે. " નિજ નિજ કર્તવ્યપરાયણ જનો સુખી થાય છે અને તેમાં બેદરકાર રહેનાર દુઃખી જ થાય છે એવું સમજનારા સહુ સુજ્ઞ ભાઈબહેનોએ નિજ નિજ કર્તવ્યકર્મમાં પૂરતું લક્ષ અવશ્ય રાખવું જોઇએ. સહુમાં સાધુઓનો તેમજ ગૃહસ્થોનો સમાવેશ થઇ જાય છે. " પોતપોતાના અધિકાર મુજબ સહુએ સ્વકર્તવ્ય કર્મ કરવાના હોય છે. તેની ઉપેક્ષા કરવાથી તેમને હાનિ સહેવી પડે છે અને સ્વકર્તવ્યનિષ્ઠ રહેવાથી અંતે સફળ સુખસંપદા સ્વાધીન થઇ રહે છે. કોઇ પણ કાર્ય સહસા કરવું નહિ. વિવેકથી વિચારીને કાર્ય કરનારને સહેજે સફળ સુખસંપદા આવી મળે છે. ગંભીર અને મહત્ત્વના કામ બહુ વિવેકથી અને ધૈર્યથી કરવા જોઇએ, તેમાં ફળપ્રાપ્તિ માટે ઉતાવળ કરવી નહિ, અધીરા થવું નહિ. કહ્યું છે કે Patience and Persivereance overcome mountains અર્થાત્ ધૈર્ય અને ખંતથી ગમે તેવાં મહત્વનાં કામ પણ પૂરાં કરી પાર પાડી શકાય છે, બાકી તે વગર તો

Haste is Waste અતિ ઉતાવળ અને અધીરાઇ અતિ હાનિરૂપ નીવડે છે. શ્રીમાન્ આનંદઘનજી વગેરે આત્મજ્ઞાની પુરુષો બોધે છે કે 'સેવનકારણ પહેલી ભૂમિકા રે, અભય અદ્વેષ અખેદ.' સેવા-ભક્તિ અને પરમાર્થપરાયણતા માટે પ્રથમ જ ભય, દ્વેષ અને ખેદરૂપ દોષત્રયનો ત્યાગ કરવો જોઇએ. જેમાં પરિણામની ચંચળતા ( અસ્થિરતા ) વર્તે એ જ ભય, અરુચિ, એ જ દ્વેષ અને એવી ઉત્તમ પ્રવૃત્તિ કરતાં થાકી જવાય એ જ ખેદ. સતત અભ્યાસયોગે સ્થિતિપરિપાક થયે છતે એ દોષત્રય વિલય પામે છે અને આંતરદૃષ્ટિ ખુલ્લે છે. પછી ગુણમણિનિધાનરૂપ સંત-મહંતને પિછાની, તેમનો પરિચય કરી, સ્વચિત્તશુદ્ધિ કરી શકાય છે, જેથી સઘળી કરણી સફળ થઈ શકે છે અને એ રીતે અવંચક મન-વચન-કાયાથી કરાયેલી અવંચક કરણીવડે અવંચક ફળરૂપ ઉત્તમોત્તમ મોક્ષસુખ પણ પ્રાપ્ત થઇ શકે છે.

---

# સમકિત અથવા સમ્યક્ત્વ



જેમણે રાગ, દ્વેષ અને મોહ પ્રમુખ સમસ્ત દોષોનું ઉન્મૂલન કરી, સકળ ( અંતરંગ ) કર્મમળને ટાળી, મહા અતિશયધારી અરિહંત પદ પ્રાપ્ત કર્યું છે તે દેવાધિદેવને જ આ ભવસમુદ્રનો પાર પામવા માટે શુદ્ધ દેવ તરીકે માનવા. સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ અતિ ઉજ્જવળ રત્નત્રયીનું અહોનિશ સેવન કરતાં જેઓ નિર્દોષ મોક્ષમાર્ગમાં પ્રવર્તે છે અને નિઃસ્પૃહપણે અન્ય યોગ્ય જનોને સહાય આપી તેમાં પ્રવર્તાવે છે તેવા

નિર્ગ્રંથ-સાધુ મુનિરાજ જ આ ભવસમુદ્રને તરવાને તેમજ બીજાને તારવાને સમર્થ હોવાથી માતાપિતાદિક કરતાં અત્યંત ઉપકારી જાણી સદ્ગુરુ તરીકે અવલંબવા યોગ્ય છે. તેવા શુદ્ધ સદ્ગુરુનું શરણ આદરી કઇક ભવ્યાત્માઓ તરી ગયા છે. તીર્થંકર, ગણધર પ્રમુખ પ્રમાણિક પુરુષોએ પ્રરૂપેલ દાન, શીલ, તપ અને ભાવનાલક્ષણ અથવા સમ્યગ્‌દર્શન, જ્ઞાન અને ચારિત્રલક્ષણ ધર્મ જ ભવ્યજનોને દુર્ગતિથી બચાવી સદ્ગતિ આપવા સમર્થ છે, એમ સમજી અનન્ય શ્રદ્ધારૂપ શુદ્ધ પ્રેમથી ઉક્ત ધર્મનું આરાધન કરી લઇ સ્વમાનવભવ સફળ કરવો એ જ પૂર્વપુણ્યયોગે પ્રાપ્ત થયેલ સકળ સામગ્રીનું સાર્થકપણું છે. પૂર્વોક્ત શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મ ઉપર અનન્ય પ્રેમ-ભક્તિથી અનાદિ મિથ્યાવાસનારૂપ મિથ્યાત્વ નાશ પામે છે અને શુદ્ધ વાસનારૂપ સમ્યક્ત્વ પ્રગટે છે. સમકિતરુચિ જીવ સ્વકલ્યાણાર્થે નીચેની ગાથાનું સદા ય રટન કરે છે.

" अरिहंतो मह देवो, जावज्जीवं सुसाहुणो गुरुणो ।
जिनपन्नत्तं तत्तं, इय सम्मत्तं मए गहियं ॥

અથવા શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મનો જેમાં સારી રીતે સમાવેશ થયેલો છે એવા નવ પદ રૂપ નવકાર મહામંત્રનો તે સદા ય જાપ કર્યા કરે છે. ઉક્ત મહામંત્રનો પ્રભાવ અચિન્ત્ય જાણી કોઇ કોઇ મહાનુભાવો તેનો નવ લક્ષ ( ૯ લાખ ) જાપ સ્થિરતાથી કરે છે અથવા તો શ્વાસોશ્વાસમાં તેનું જ રટણ કરે છે. મહામંગળકારી નવકાર મંત્રાદિકનો પ્રમાદ રહિત જાપ કરવાથી શુભ અભ્યાસયોગે તેમનું સમાધિયુક્ત મરણ થવું સંભવે છે, તેથી તેવો અભ્યાસ બહુ જરૂરનો છે.

ઉક્ત સમ્યક્ત્વની રક્ષા તેમ જ પુષ્ટિ માટે ભવ્યજનોએ નીચેની નિયમાવળી લક્ષમાં રાખવી.

૧. શુદ્ધ વસ્ત્રાદિક ધારણ કરી શ્રી જિનેશ્વર ભગવાનને ભેટવા નિયમસર જવું અને બની શકે ત્યાંસુધી જયણા- (જીવરક્ષા)પૂર્વક શુદ્ધ જળથી સ્નાન કરી ઉત્તમ દ્રવ્યો (પૂજોપગરણ) મેળવી શ્રી જિનેશ્વર દેવની ત્રિકાળ પૂજા-અર્ચા પણ કરવી. જ્યાં નજદીક દેરાસર પ્રમુખનો યોગ ન હોય ત્યાં ઇશાન કોણ તરફ શ્રી સીમંધર પ્રભુ સન્મુખ રહી સ્થિરતા-પૂર્વક સ્તુતિ-સ્તોત્ર સહિત વિશાળ ચૈત્યવંદન કરવું. અથવા નવપદ (સિદ્ધચક્ર) પ્રમુખની સ્થાપના સ્થાપી, અંતર લક્ષ રાખી નિત્યનિયમ સાચવવો.

૨. અખંડ વસ્ત્રના ઉત્તરાસંગ પ્રમુખ પાંચ અભિગમ સાચવી, શ્રી સદ્ગુરુના દર્શન વંદનાર્થે તેમ જ બની શકે ત્યાંસુધી ધર્મ-દેશના સાંભળવા, વ્રત, પચ્ચખ્ખાણ કરવા, તેમજ સામાયિક, પૌષધ, પ્રતિક્રમણાદિક ધર્મકરણી નિવૃત્તિથી કરવા નિયમસર જવું અને ત્યાં અતિ આદરપૂર્વક ગુરુમુખ સામી જ દ્રષ્ટિ સ્થાપી, વિકથાદિક પ્રમાદ પરિહરી સંઘ-સાધર્મિક સમુદાય સાથે અપૂર્વ જ્ઞાનાદિક ગુણોનો અદ્ભુત લાભ લેવો.

૩. આપણી ધર્મ-વૃત્તિ સદા ય સતેજ રહે-તેમાં ખામી આવવા ન પામે તેટલા માટે સાવધાનપણે નિત્યનિયમ પાળવા. ઉપરાંત પર્વ દિવસો અને કલ્યાણક દિવસોમાં વિશેષે કરીને તીર્થ-યાત્રા, પૂજા, પ્રભાવનાયોગે દાન,શીલ,તપ અને ભાવના પ્રમુખ શુદ્ધ ધર્મની વૃદ્ધિ કરવી. સંઘ-સાધર્મિક જનોની યથાયોગ્ય ભક્તિ કરવી,તેમ જ આપણી ધર્મકરણીના અંતરંગ હેતુ સમજી લક્ષ-પૂર્વક વિધિસહિત ને પ્રેમપૂર્વક કરવા દિન દિન ખપ કરવો.

૪. ધર્મરત્ન પ્રકરણમાં શ્રી શાન્તિસૂરિજીએ કહેલા અક્ષુદ્રતાદિક ઉત્તમ ૨૧ ગુણો આપણામાં સંપૂર્ણ ખીલી નીકળે, ક્ષુદ્રતાદિક દોષ માત્ર સમૂળગા દૂર થઇ જાય, તેમ જ શ્રી હરિભદ્રસૂરિજીએ ધર્મબિન્દુ પ્રમુખ ગ્રંથોમાં સ્પષ્ટપણે બતાવેલા માર્ગાનુસારીપણાના ૩૫ લક્ષણો ( સત્ય, પ્રમાણિકતા, નમ્રતા પ્રમુખ ) જેમ આપણામાં સંપૂર્ણ આવી શકે તેમ રાતદિન લક્ષ રાખી સરલ અકુટિલ વ્યવહાર સેવવો.

૫. પૂર્વાચાર્યવિરચિત સમ્યક્ત્વ સિત્તરીના આધારે મહોપાધ્યાય શ્રી યશોવિજયજીએ કરેલ સમકિતના ૬૭ બોલની સજ્ઝાય સારી રીતે અર્થ સહિત અવધારી સમકિતને શોભાવનારાં કારણો સદા ય સેવવાની અને મલિનતા કરનારા કારણો સદા ય તજવાની પૂરતી કાળજી રાખવી. જેમ જેમ ઉલટશર ખંતથી તેનો અભ્યાસ કરવામાં આવશે તેમ તેમ આત્મામાં સ્વાભાવિક ગુણોની પ્રાપ્તિ થતી જ જશે અને અનુક્રમે ઉત્તમ પાંચ લક્ષણોવાળું શુદ્ધ સમ્યક્ત્વ ઝળહળતું આત્મામાં પ્રગટ થશે.

૬. ૧ શમ, ૨ સંવેગ, ૩ નિર્વેદ, ૪ અનુકંપા અને ૫ આસ્તિકતા આ પાંચ તેનાં ઉત્તમ લક્ષણ છે. તેનો હરહંમેશ સારી રીતે અભ્યાસ રાખવો. તેમાં પ્રમાદ એટલે ગફલત કરવી નહિ.

(૧) અપરાધી જીવનું પણ અંતરથી અહિત નહિં ઇચ્છતાં બની શકે તેટલું તેનું હિતજ થાય તેમ આપણા મન, વચન અને કાયાનો સદુપયોગ કરવો અને કરાવવો. (શમ)

(૨) દુનિયામાં દેખાતાં દેવતા પ્રમુખનાં સુખ પણ ક્ષણભંગુર જાણી તેવાં સુખને પરિણામે અસાર સમજી તેમાં રતિ કર્યા વગર કેવળ મોક્ષનાં શાશ્વત સુખમાં જ પ્રીતિ જોડવી. (સંવેગ)

( ૩ ) કર્મવશ પ્રાપ્ત થયેલ સંસારને કેવળ કારાગ્રહ અથવા નરક સમાન લેખી, પ્રાપ્ત સુખદુઃખમાં સમભાવ રાખી સંસાર બંધનથી મુક્ત થવા તીવ્ર અભિલાષા રાખવી. ( નિર્વેદ )

( ૪ ) દીન-દુઃખી અનાથ જનોને યથોચિત અન્ન વસ્ત્રાદિકની સહાય કરવારૂપ દ્રવ્ય દયા અને યોગ્ય જીવોને ધર્મના માર્ગે ચડાવી કાયમ માટે તેમને દુઃખમુક્ત કરવારૂપ ભાવ દયા સદા ય દિલમાં ધારવી. અંતર લક્ષથી કરવામાં આવતી ઉભય દયા હિતકારી જ છે. ( અનુકંપા )

( ૫ ) સર્વથા-રાગદ્વેષ વર્જિત, સર્વજ્ઞ, સર્વદર્શી જિનેશ્વર ભગવાને જે જે અમૃત વચન કહ્યાં છે તે સર્વથા સત્ય જ છે. એવી અચળ શ્રદ્ધા અત્યંત આદરથી સેવવી યુક્ત છે. ( આસ્તિકતા )

( ૬ ) પવિત્ર જિનશાસનને દીપાવનાર, જિનાજ્ઞાને અખંડ ધારણ કરનાર અને સમસ્ત ગુણના આધારરૂપ શ્રી તીર્થંકર ભગવાનને પણ માન્ય શ્રી ચતુર્વિધ સંઘનું પૂર્ણ પ્રેમથી વાત્સલ્ય કરવું. પ્રભુની પવિત્ર આજ્ઞાને પ્રાણની જેમ પાળનાર સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ શ્રી સંઘનો જેમ અભ્યુદય થાય તેમ લક્ષ રાખી પ્રવર્તવું.

( ૭ ) અનાદિ મિથ્યાત્વ ને કષાય પ્રબળ પુરુષાર્થ વગર ટાળી શકાય નહીં માટે અનંત દુઃખદાયક તે દોષોને દૂર કરવા સર્વ સામર્થ્ય ફોરવવા ચૂકવું નહીં અને ચિંતામણિ રત્નથી પણ અધિક સુખદાયક સમ્યક્ત્વ પામી તેને પ્રાણની પેરે સાચવવું પરંતુ મૂર્ખની પેરે તેને પ્રમાદથી ગુમાવી દેવું નહીં; કેમકે સમકિત સહિત જ સકળ ધર્મકરણી-વ્રત નિયમ પ્રમુખ મોક્ષદાયક થઇ શકે છે.



# શ્રાવક ધર્મવિધિ

( શ્રી હરિભદ્રસૂરિકૃત પ્રથમ પંચાશકનું ભાષાંતર )

૧. ચરમ તીર્થંકર શ્રી વર્ધમાનસ્વામીને નમસ્કાર કરીને સમ્યક્ત્વાદિક ભાવાર્થ સહિત શ્રાવક ધર્મ સૂત્ર તથા ટીકાન આધારે સંક્ષિપ્ત સરલ વ્યાખ્યાયુક્ત સૂત્રમર્યાદા :મુજબ સંક્ષે પથી હું વર્ણવીશ. આદિ શબ્દથી શ્રાવક યોગ્ય પાંચ અણુવ્રત ત્રણ ગુણુવ્રત અને ચાર શિક્ષાવ્રત હું વખાણીશ. શ્રાવક ધર્મન અભ્યાસી થઇને દશવિધ યતિધર્મનું પાલન કરવા લાયક થ શકે એ હેતુથી પ્રથમ શ્રાવક ધર્મ પ્રકરણ કહીશ.

૨. અતિ તીવ્ર કર્મના વિનાશથી જે સાવધાન થઇ પરલો હિતકારી જિનવચન યથાર્થ કપટ રહિતપણે સાંભળે છે તે અ: શ્રાવકધર્મવિચારના પ્રસ્તાવમાં ઉત્કૃષ્ટ શ્રાવક લેખાય છે. તેમ પ્રથમ લક્ષણથી અને ફળથી સમ્યક્ત્વનું નિરૂપણ કરે છે.

૩. મિથ્યાત્વ મોહનીય કર્મના દળનો ક્ષય, ઉપશમ કે ક્ષયે પશમ થવાથી, સર્વજ્ઞકથિત જીવાદિક તત્ત્વોની યથાર્થ શ્રદ્ધારૂ સમ્યક્ત્વ પ્રકટે છે; એટલે તેમાં અસત્ આગ્રહ-દુરાગ્રહ રહેત નથી અને શુશ્રૂષાદિક ગુણો અતિશય વધે છે. તે શુશ્રૂષાદિ ગુણોને જ શાસ્ત્રકાર વખાણે છે.

૪. સદ્બોધકારી ધર્મશાસ્ત્ર સાંભળવાની ભારે ઉત્કંઠા, શ્રુ ચારિત્ર લક્ષણ ધર્મ પ્રત્યે અત્યંત રાગ અને યથાસમાધિ-પ્રસન્નત પૂર્વક દેવગુરુની સેવા-ભક્તિ કરવામાં અતિ આદર, સમકિત પ્રા થયે થાય જ. ફક્ત અણુવ્રતાદિક વ્રતપ્રાપ્તિ માટે ભજના એટલે વ્રતો સમકિત પ્રાપ્ત થયે કદાચિત્ પ્રાપ્ત થાય અથવા ન પ થાય. તે ભજનાનું કારણ કહે છે.

૫. તે અણુવ્રતની પ્રાપ્તિ તો સમકિતપ્રાપ્તિ યોગ્ય કર્મક્ષયોપશમની અપેક્ષાએ અધિકતર ચારિત્રમોહનીય કર્મના ક્ષયોપશમથી જ થવા પામે છે. અર્થાત્ પરિણામભેદથી સમકિતપ્રાપ્તિના નિમિત્તભૂત કર્મના ક્ષયોપશમ માત્રથી વ્રતપ્રાપ્તિ થવા ન પામે, પણ તેથી અધિકતર ચારિત્રમોહનીય કર્મના ક્ષયોપશમબળથી વ્રતપ્રાપ્તિ થવા પામે એ જ વાતનું સમર્થન શાસ્ત્રકાર કરે છે.

૬. આયુષ્યવર્જિત મોહનીય પ્રમુખ સાતે કર્મોની પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન એક કોડાકોડ સાગરોપમની સ્થિતિ ઉપરાંતની શેષ સઘળી કર્મસ્થિતિ યથાપ્રવૃત્તિકરણે કરી જીવ ખપાવે. પછી અપૂર્વકરણે કરી ગ્રંથીભેદપૂર્વક જીવ સમકિત પામે. પછી ૨ થી ૯ પલ્યોપમ જેટલી વધારે કર્મસ્થિતિ ખપાવ્યાથી અણુવ્રતોનો લાભ થાય અને અસંખ્ય સાગરોપમ જેટલી ચારિત્રમોહનીય સ્થિતિ ખપાવ્યાથી ભાવથી મહાવ્રતોની પ્રાપ્તિ થઇ શકે. 'દ્રવ્યથી અણુવ્રત અને મહાવ્રતની પ્રાપ્તિ તો કર્મની સ્થિતિ વધારે હોવા છતાં પણ સંભવે છે.' ( ટીકાકાર )

૭ સ્થૂળ પ્રાણાતિપાતવિરમણાદિક પાંચ અણુવ્રતો જ મૂળગુણ જાણવા અને બીજા દિશિપરિમાણાદિક એ મૂળગુણરૂપ અણુવ્રતોના પુષ્ટિકારક ગુણવ્રત અને શિક્ષાવ્રત રૂપ ઉત્તરગુણ જાણવા. તેમાં પ્રથમ અણુવ્રતનું સ્વરૂપ જણાવવા શાસ્ત્રકાર કહે છે.

૮. સ્થૂળ પ્રાણવધથી વિરમવારૂપ પ્રથમ અણુવ્રત છે. તે પ્રાણવધ સંકલ્પથી અને આરંભથી એ પ્રકારે થાય છે. તેમાં વધ કરવાની બુદ્ધિરૂપ સંકલ્પ અને ખેતી પ્રમુખ આરંભ. એ બંને રીતે સ્થૂળ પ્રાણાતિપાતવિરમણવ્રત અંગીકાર કરનાર શ્રાવક સ્થૂલ પ્રાણવધને પ્રતિજ્ઞાપૂર્વક પરિહરે. આવશ્યક ચૂર્ણિમાં સંકલ્પથી સ્થૂળ પ્રાણવધ વિરમણની પ્રતિજ્ઞા કહી અને આરંભથી સ્થૂળ પ્રાણવધ વિગેરેની પ્રતિજ્ઞા કેમ કહી નહીં? ઉત્તર-ગૃહસ્થ

આરંભ વર્જી ન શકે માટે. સંકલ્પથી તો તે આગમ રીતે સ્થૂળ પ્રાણુવધથી વિરમે જ. તે જ આગમોક્ત વધવર્જન વિધિ અને તેની ઉત્તરવિધિ દર્શાવતા સતા ગ્રંથકાર કહે છે.

૯. ધર્માત્મા ગુરુ સમીપે ધર્મોપદેશનું શ્રવણ કરી વૈરાગ્ય-ભીનો થયેલ શ્રાવક ચાતુર્માસાદિક અલ્પકાળ પર્યંત કે લાંબો વખત જીવિતવ્ય પર્યંત ઉપર મુજબ સ્થૂળ પ્રાણુવધ વિરતિની પ્રતિજ્ઞા કરીને તેના પાંચ અતિચારો ભાવશુદ્ધિવડે સમજીને તજે. તે પાંચ અતિચારો હવે જણાવે છે.

૧૦. ક્રોધાદિ કષાયવડે દૂષિત મનવાળો થઇ શ્રાવક, પશુ કે મનુષ્યાદિકને વધ, બંધન, અંગચ્છેદ, અતિભાર આરોપણ તથા ભાતપાણીનો અંતરાય નિર્હેતુક ન કરે. ખાસ હેતુસર બંધાદિક કરતાં છતાં સદયપણાથી તે અતિચાર નથી.

૧૧. બીજા અણુવ્રતમાં કન્યા, ગૌ, ભૂમિ સંબંધી અસત્ય તથા થાપણમોસો અને કૂડ સાક્ષી એમ સ્થૂળ મૃષાવાદ વિરમ-વાનું સંક્ષેપથી પાંચ પ્રકારે જાણવું. એના પાંચ અતિચાર કહે છે.

૧૨. સહસા આળ ચઢાવવું, સ્વસ્ત્રી કે મિત્રાદિકની ગુહ્ય વાત જાહેર કરવી, વિશ્વાસઘાત કરવો, ખોટો ઉપદેશ દેવો અને ખોટા દસ્તાવેજ કરવા. એ બધા અજાણતાં કરે તો અતિચાર અને જાણી જોઇને કરે તો વ્રતભંગ થાય. હવે ત્રીજું અણુવ્રત કહે છે.

૧૩. સ્થૂળ અદત્તાદાનવિરમણ સચિત્ત–લવણાદિક, અચિત્ત-સુવર્ણાદિક સંબંધી એમ બે પ્રકારનું કહ્યું છે. તેમાં મિશ્ર–વસ્ત્ર અલંકારાદિક યુક્ત પુત્ર પુત્રી સંબંધી અદત્તાદાન સમાવેશિત થયેલું જાણવું. તેના પાંચ અતિચાર કહે છે.

૧૪. ચોરોએ ચોરી આણેલું કેશર પ્રમુખ સસ્તી કિંમતે લેવું, ચોરી કરાવવી, વિરુદ્ધ રાજ્ય–સ્થાનમાં જવું. ખોટાં માન–

માપાં કરવાં, સારી-નરસી વસ્તુનો ભેળ-સંભેળ કરવો અને એવી હલકી મિશ્ર વસ્તુ સારી કહીને વેચવી. ત્રીજા વ્રતના રક્ષકે એ અતિચારો વર્જવા જોઇએ. હવે ચોથા અણુવ્રતનું નિરૂપણ કરે છે.

૧૫. ચતુર્થ અણુવ્રત સંબંધે ઔદારિક ( મનુષ્ય અને પશુ સંબંધી ) તથા વૈક્રિય ( દેવ સંબંધી ) દ્વિવિધ પરસ્ત્રીથી ( ને પરપુરુષથી ) વિરમવાનું કહ્યું છે. તે સ્વદાર (ને સ્વપતિ) સંતોષવ્રત લેખાય છે. આ વ્રતના અતિચારો શાસ્ત્રકાર કહે છે.

૧૬. થોડા વખત માટે પોતે રાખેલી વેશ્યા તથા અન્યે ભાડે રાખેલી વેશ્યા, કુલાંગના (કુમારિકા) કે અનાથ (વિધવા) સ્ત્રીનું સેવન, સ્ત્રી-પુરુષ વિવાહ-સંબંધ જોડી દેવા અને કામભોગ-શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શના સેવનમાં અત્યંત આસક્તિ કરવી. એ સર્વે અતિચારો યથાસંભવ ( સ્વદારા ને સ્વપતિ સંતોષીને) વર્જવા યોગ્ય છે. સ્ત્રીને પોતાની શોક્યના વારાના દિવસે સ્વપતિ અપરિગ્રહિત લેખાય, તેથી તેના વારાને ઉલ્લંઘી પતિને ભોગવતાં અતિચાર થાય અને બીજા તો અતિક્રમાદિકવડે અતિચાર થવા પામે છે. હવે પાંચમું અણુવ્રત વખાણે છે.

૧૭. અસત્ આરંભથી નિવર્તાવનારું ઇચ્છાપરિમાણ વ્રત, ચિત્ત-વિત્તાદિકને અનુસારે સ્વસ્વરુચિ ને સ્થિતિ મુજબ ક્ષેત્રાદિક વસ્તુવિષયક હોઇ શકે છે—કરી શકાય છે. એના અતિચારો અનેક પ્રકારે શાસ્ત્રકારો કહે છે.

૧૮. ક્ષેત્રાદિ, રૂપ્ય-સુવર્ણાદિ, ધન-ધાન્યાદિ, દ્વિપદ-ચતુષ્પદાદિ તથા કુપદ તે આસનશયનાદિક ઘરવખરીનું જે પરિમાણ કર્યું હોય તેને અનુક્રમે એક બીજા સાથે જોડી દેવાવડે, બીજાને અમુક સંકેતથી સોંપી દેવાવડે, બાંધી મૂકવાવડે અથવા સાટું કરી

સામાના ઘરે સ્થાપી રાખવાવડે, ગર્ભાધાન કરાવવાવડે તથા સ્વમતિકલ્પિત પર્યાયાંતર કરવા-કરાવવાવડે ઉલ્લંઘન કરનારને વ્રતની સાપેક્ષતાથી અતિચાર દૂષણ લાગે. તે યથાર્થ વ્રતની રક્ષા કરવા ઈચ્છનાર શ્રાવક વર્જે.

## ત્રણ ગુણવ્રત

૧૯. ઊંચે (પર્વતાદિક ઉપર), નીચે (વાવ-કુવાદિકમાં) અને તીરછું (પૂર્વ-પશ્ચિમ ઉત્તર-દક્ષિણ દિશામાં) ચાતુર્માસાદિક કાળની મર્યાદા બાંધી પરિમાણ કરેલા ક્ષેત્રની હદથી બહાર અધિક નહીં જવા સંબંધી નિયમ કરવો તે પ્રથમ ગુણવ્રત કહેવાય છે.

૨૦. ઊંચે, નીચે કે તિરછું જવા સંબંધી કરેલી હદનું ઉલ્લંઘન કરવું, કરેલી ક્ષેત્રમર્યાદાની બહારથી અમુક ચીજ મગાવવી અને મુકરર કરેલી હદની બહાર કોઇ ચીજ મોકલાવવી તથા જરૂર પડતાં ક્ષેત્રવૃદ્ધિ કરવી ( અમુક દિશામાં અધિક પ્રયાણ કરવાની છૂટ લેવી ) અને કોઈ વખત કોઇ રીતે વ્યાકુળતા, પ્રમાદ કે મતિમંદતાથી કરેલ દિશિપરિમાણને વિસરી જવું-ભૂલી જવું કે (મેં પચાસ જોજન સુધી જવાનું રાખ્યું છે કે સો સુધીનું ?) (જવા પ્રસંગે એમ શંકા થયેલ હોય તો પચાસ જોજનથી અધિક જતાં અતિચાર ને સોથી અધિક જતાં વ્રતભંગ સમજવો.) ઉપર મુજબ પાંચ અતિચાર સમજી સુજ્ઞ શ્રાવકે વ્રતશુદ્ધિ અર્થે તે અતિચારો વર્જવા. અતિચાર રહિત વ્રતનું પાલન કરવું.

૨૧. ભોજન અને કર્મ આશ્રી જેમાં નિયમ કરવાનો છે તે બીજા ગુણવ્રતમાં કંદમૂળાદિક ૩૨ અનંતકાય અને ૨૨ પ્રકારનાં અભક્ષ્ય ભોજન તજવાનો અને કર્મ આશ્રી ખર-નિર્દય-કઠોર કાર્ય-આરંભ તજવાનો સમાવેશ કરેલો સમજવો.

૨૨. શ્રાવકે મુખ્યપણે નિર્દોષ આહાર અને નિર્દોષ વ્યાપાર-વ્યવસાય કરવો ઘટે. તેને આશ્રી અતિચારો કહે છે. સચિત્ત ( સજીવ કંદ પ્રમુખ ), સચિત્ત સંબંધિત ( સચિત્ત વૃક્ષ ઉપર રહેલ ગુંદાદિ અથવા પાકાં ફળ પ્રમુખ), તથા અપક્વ ( અગ્નિથી નહીં પાકેલ ), દુઃપક્વ ( નહીં જેવું પાકેલ) અને તુચ્છ ધાન્યોનું ભક્ષણ શ્રાવકે વર્જવાનું છે, તેમ જ કર્મથી અંગારકર્મ, વનકર્મ, ભાડીકર્મ, ફોડીકર્મ અને સાડી( શાટક )કર્મ પ્રમુખ મહાઆરંભવાળા ૧૫ કર્માદાન વ્યાપાર પણ વર્જવાના છે. અનાભોગાદિક યોગે થાય તો અતિચારરૂપ પણ જો નિઃશંકપણે તેવા મહાઆરંભવાળા પાપવ્યાપાર કરે તો વ્રતભંગ થાય.

૨૩. ખાસ પ્રયોજન વગર નકામો આત્મા જેથી દંડાય તેનું નામ અનર્થદંડ. તેનાથી વિરમવારૂપ ત્રીજું ગુણવ્રત કહેવાય છે. અપધ્યાન–દુષ્ટ ચિન્તવન ૧, પ્રમાદાચરણ (મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથા લક્ષણ )૨, હિંસક ધર્મક–હિંસાકારક વસ્તુનું પ્રદાન ૩ તથા પાપ–ઉપદેશરૂપ ૪ અનર્થદંડ ચાર પ્રકારે થાય છે. તે સારી રીતે સમજીને શ્રાવકે તેને તજવા જરૂર ખપ કરવો ઘટે છે.

૨૪. કામચેષ્ટા–તેવાં ઉત્તેજક વચન હાસ્યાદિ ૧, તથા મુખ-નેત્રાદિકના વિકારવાળી ભાંડચેષ્ટા ૨, વ્રતધારી શ્રાવકે ન જ કરવી, સંબંધ વગરનું નકામું ન બોલવું ૩, હળ હથિયાર પ્રમુખ સજ્જ કરી માગ્યા આપવાથી હિંસાની પુષ્ટિ થાય તે ન આપવાં ૪ તથા ભોગ–ઉપભોગની સામગ્રી વગર જરૂરની–વધારે પડતી કરવાથી તેથી થતી હિંસા વધે ૫ તેથી ઉપરોક્ત અનર્થદંડના પાંચે અતિચારો શ્રાવકે સમજીને તજવા.

## ચાર શિક્ષાવ્રત

૨૫. પાપવ્યાપારને તજવા અને નિષ્પાપ (મન-વચન કાયાના) વ્યાપારને આદરવારૂપ સામાયિક તે પ્રથમ શિક્ષાવ્રત જાણવું. રાગ-દ્વેષથી દૂર થયેલ જીવને જે ક્રિયામાં પ્રતિક્ષણ અનુપમ સુખદાયી અપૂર્વ જ્ઞાન-દર્શન-ચારિત્રપર્યાયોનો આત્મલાભ થવા પામે તે સામાયિક જાણવું. શ્રાવકે મન-વચન-કાયાથી પાપવ્યાપાર કરવા-કરાવવાનો નિષેધ અને સ્વાધ્યાય-ધ્યાનાદિકનો સ્વીકાર કરી નિયમિત સમય સુધી સામાયિકમાં રહેવાનું હોય છે. સામાયિક ભાવમાં વર્તતો શ્રાવક સાધુ સમાન કહેલો છે.

૨૬. આના અતિચાર-મન-વચન-કાયાનું દુષ્પ્રણિધાન-પાપકર્મમાં પ્રવર્તાવવાનું સાવધાનતાપૂર્વક વર્જવું. સામાયિક અવશ્ય કરવાનું યાદ ન કરાય અથવા કર્યું કે નહીં તે ભૂલી જવાય અને કરાય તે અનવસ્થિત ભાવે-ઢંગધડા વગર કરાય તે અતિચારો પણ વ્રતધારી શ્રાવકે જરૂર વર્જવા.

૨૭. છઠ્ઠા દિગ્પરિમાણવ્રતમાં ગ્રહણ કરેલ દિશાપરિમાણને સંક્ષેપી દિવસે દિવસે જરૂરજોગું ઓછા પ્રમાણવાળું કરવું તે બીજું દેશાવકાસિક શિક્ષાવ્રત જાણવું. મતલબ કે છઠ્ઠા વ્રતના પ્રસંગે લાંબા વખત માટે કરેલ દિશાપ્રમાણને આ દશમા વ્રતમાં દિવસે દિવસે બની શકે તેટલું ઘટાડી દેતા રહી તેને અતિચાર રહિત શ્રાવકજનોએ પાળવાનું છે.

૨૮. આ દેશાવગાસિક વ્રતમાં નિયમિત ક્ષેત્રની બહારથી કંઇ અણાવવાનું, આપણી પાસેથી કંઇક બહાર મોકલવાનું

શબ્દ સંભળાવી ( સાદ કરી ) બીજાને બોલાવી લેવાનું, ખોંખારો ખાઇને કે પોતાનું રૂપ દેખાડીને પોતાનું છતાપણું જાહેર કરી ઇચ્છિત કરવા-કરાવવાનું તેમ જ કાંકરો વિગેરે નાંખી સામાને ચેતવી ધાર્યું કામ કરવાનું શ્રાવકે વર્જવાનું છે.

૨૯. આહાર અને શરીરસત્કારનો ત્યાગ, બ્રહ્મચર્યનું પાલન તથા પાપારંભ વર્જવારૂપ પૌષધ દેશથી તેમજ સર્વથી એ બે પ્રકારે થઇ શકે છે. દેશથી પૌષધમાં સામાયિકની ભજના ( કરે કે ન કરે ) પણ સર્વથી પૌષધમાં તો સામાયિક અવશ્ય કરવું જોઇએ, અન્યથા તેના ફળથી વંચિત રહેવાય. સર્વથી આહાર ( ત્યાગ ) પૌષધમાં ચૌવિહાર ઉપવાસ કરવો ઘટે દેશથી હોય તો તેમાં તિવિહાર ઉપવાસ, આયંબિલ, નીવી કે એકાશન પ્રમુખ યથાશક્તિ તપ કરી શકાય. એમ બાકીના ત્રણે પ્રકારના પૌષધ પ્રસંગે પણ સમજી લેવું. આઠમ પાખી પ્રમુખ પર્વદિવસે પૌષધ કરનારા શ્રાવકો આહારનો સર્વથી કે દેશથી ત્યાગ કરે છે. બાકીના ત્રણે પ્રકારનો પૌષધ તો સર્વથી જ કરવામાં આવે છે. ચારે પ્રકારના દેશથી કે સર્વથી પૌષધનું સ્વરૂપ સમજી ભવી જનોએ તેનો યથાશક્તિ આદર કરવો ઘટે છે.

૩૦. અપ્રતિલેખિત દુષ્પ્રતિલેખિત શય્યા-સંથારો, અપ્રમાર્જિત દુષ્પ્રમાર્જિત શય્યા-સંથારો, અપ્રતિલેખિત દુષ્પ્રતિલેખિત ઉચ્ચાર પાસવણ ભૂમિ તથા અપ્રમાર્જિત દુષ્પ્રમાર્જિત ઉચ્ચાર પાસવણ ભૂમિ વાપરવાનું આ પ્રસ્તુત પૌષધ વ્રતમાં વર્જવાનું છે. વળી ઉક્ત ચાર પ્રકારના પૌષધ આગમ રીતે યથાવિધિ કરવામાં થતી ઉપેક્ષા પણ વર્જવાની છે. મતલબ કે, જયણાપૂર્વક સાવ-

૩

ધાનતાથી પૌષધ કરણી શ્રાવકજને કરવી ઘટે છે. શય્યા, સંથારો કે વસતિ-ભૂમિ જીવ રહિત પ્રથમ નજરે જોઇ તપાસી લેવી તે પ્રતિલેખિત અને રજોહરણ ચરવળાદિકવડે તે જયણા-પૂર્વક સાફ કરી લેવી તે પ્રમાર્જિત સમજવી. જેમ તેમ જયણા રહિત સંભ્રાન્ત ચિત્તે નજરે જોવી ને સાફ કરવી તે દુષ્પ્રતિલેખિત અને દુષ્પ્રમાર્જિત સમજવી. એજ રીતે લઘુ-નીતિ ને વડીનીતિ માટેની ભૂમિ આશ્રી સમજવું.

૩૧. શુદ્ધ ન્યાયોપાર્જિત અને આધાકર્મ પ્રમુખ દોષ રહિત પ્રસ્તાવોચિત અથવા ક્ષેત્ર કાળ ઉચિત એવી અન્ન, પાન, વસ્ત્ર, ઔષધ પ્રમુખ વસ્તુ સાધુજનોને આપવી તે શ્રાવક યોગ્ય ચોથું શિક્ષાવ્રત જાણવું. તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર આશ્રી શુદ્ધ સ્વવૃત્તિ અનુષ્ઠાનથી ઉપાર્જિત તે ન્યાયોપાર્જિત દ્રવ્ય જાણવું. ખરા અવસરે અથવા દેશ કાળ ઉચિત વસ્તુ સુપાત્રે આપવાથી મહાઉપકારક થવા પામે છે, તેથી તે દ્રવ્ય અમૂલ્ય લેખી શકાય છે.

૩૨. સજીવ-પૃથ્વી પ્રમુખ ઉપર સ્થાપી રાખેલ, તથા સચિત્ત જળ પ્રમુખવડે ઢાંકેલ ભાતપાણી સાધુને આપવાથી, સાધુઉચિત ભિક્ષા સમય વીતાવી દેવાથી, નહિ દેવાની બુદ્ધિથી અન્નાદિક પોતાની વસ્તુ પારકી કહેવી અને દેવાની બુદ્ધિથી પારકી વસ્તુ પોતાના કહેવી તેથી, તેમજ મત્સર ધરીને દાન દેવાથી અતિચાર લાગે છે. એ પાંચે અતિચારો પ્રસ્તુત વ્રત સંબંધી યથાર્થ સમજીને વર્જવા.

૩૩. અખંડ વિરતિપરિણામથી ઉપર જણાવેલા સઘળા શુદ્ધ બારે વ્રતોમાં અતિચાર ન જ થાય, થવા ન પામે, માટે જ તે

સર્વત્ર વર્જવાનું કહ્યું છે. નિર્મળ પરિણામવાળા શ્રાવકજનો તો સ્વાભાવિક રીતેજ તે અતિચારોમાં પ્રવૃત્તિ ન કરે.

૩૪. ઉક્ત સમ્યક્ત્વ અણુવ્રતાદિકની પ્રાપ્તિના ઉપાય-અભ્યુત્થાન, વિનય, પરાક્રમ અને સાધુસેવનાદિક કહેલા છે. તથા અંગીકાર કરેલ સમ્યક્ત્વ વ્રતાદિકની રક્ષા કરવાના ઉપાય હિતકારી કલ્યાણસ્થાનનું સેવન, વગર કારણે પરઘરમાં પ્રવેશનો પરિહાર, ક્રીડા-બાળચેષ્ટા અને વિકારભર્યાં વચન બોલવાનો ત્યાગ વિગેરે છે; તેથી પૂર્વોક્ત ઉપાયવડે તે વ્રતાદિકનું રક્ષણ કરવું અને ત્રિવિધ ( મન-વચન-કાયાથી ) ત્રિવિધે ( કરવા, કરાવવા ને અનુમોદવાવડે ) અથવા ત્રિવિધ દુવિધે અથવા ત્રિવિધ એકવિધે અથવા દુવિધ ત્રિવિધે ઇત્યાદિ ભેદોવડે યથાશક્તિ ને યથાસંભવ તે તે વ્રતોનું ગ્રહણ-અંગીકરણ કરવું. તથા સમ્યક્ત્વમૂળ બાર વ્રતો સ્વીકાર્યા પછી તેનું સ્મરણાદિ કર્યા કરવું. અપ્રત્યાખ્યાત વિષયને પણ યથાશક્તિ તજવારૂપ યતના કરવી. તથા વિષય-સમ્યક્ત્વ વ્રત સંબંધી, જીવાજીવાદિ તત્ત્વસંબંધી અને સ્થૂળ સંકલ્પિત પ્રાણી આદિ સંબંધી સમજવો. અહીં પ્રસ્તુત પ્રકરણમાં નહીં વર્ણવેલ હોય તે પણ આગમમાંથી બુદ્ધિવંતોએ જાણી લેવો. કુંભકારના ચક્રભ્રામક દંડના દ્રષ્ટાન્તે. જેમ દંડથકી ચક્રભ્રમણ થાય છે તેમ આગમથી પૂર્વોક્ત સમ્યક્ત્વ વ્રતની પ્રાપ્તિ અને તેના ઉપાયાદિકનું જ્ઞાન થાય છે.

હવે સમ્યક્ત્વ ને વ્રતધારી શ્રાવકને પરિણામની સ્થિરતા માટે જે કરવું જોઇએ તે સંબંધી ઉપદેશની પ્રસ્તાવનાર્થે કહે છે:-

૩૫. સમ્યક્ત્વયુક્ત અણુવ્રત ગ્રહણ કર્યા બાદ તથાપ્રકારે પ્રયત્ન કરવાથી અછતો એવો પણ વિરતિપરિણામ થવા પામે છે અને અશુભ કષાયાદિ કર્મની પ્રબળતાથી તથાવિધ પ્રયત્ન વગર છતો પણ વિરતિ પરિણામ પડી જાય છે તેની ખાત્રી વ્રત, વ્રતઉપદેશક ને વ્રતધારીની અવજ્ઞા-અનાદર કે અવર્ણવાદ કરવાની વૃત્તિ ઉપરથી થઇ શકે છે. વિરતિપરિણામના અભાવે વ્રત ગ્રહણ કેમ કરાય ? એવી શંકાનું સમાધાન એ છે કે-અન્યના ઉપરોધાદિકથી તેનો સંભવ છે. એ રીતે દ્રવ્યથી સાધુ કે શ્રાવકયોગ્ય વ્રતગ્રહણ અનંતી વાર થયેલા સંભળાય છે.

પ્રસ્તાવિક ઉપદેશ નિમિત્તે શાસ્ત્રકાર કહે છે:—

૩૬. શ્રાવકે ગ્રહણ કરેલાં સમ્યક્ત્વ અને અણુવ્રતોનું નિરંતર સ્મરણ અને બહુમાન કરવું; તથા તેથી વિપરીત એવા મિથ્યાત્વ અને પ્રાણાતિપાતાદિક પ્રત્યે અભાવ તેમજ તેથી નીપજતા જન્મમરણાદિક ભયંકર પરિણામો સંબંધી વિચાર કરતા રહેવું.

૩૭. પરમગુરુ-તીર્થંકર પ્રભુની ભક્તિ, સુસાધુ-મુમુક્ષુ જનોની સેવા તથા ઉપર ઉપરના ચડતા ગુણસ્થાનની પ્રાપ્તિ નિમિત્તે એટલે સમ્યક્ત્વ પ્રાપ્ત થયે છતે અણુવ્રતો માટે અને અણુવ્રતો પ્રાપ્ત થયે છતે મહાવ્રતો માટે પ્રયત્ન કરવો.

એમ ઉત્તરોત્તર ગુણ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવારૂપ ઉપરોક્ત ઉપદેશનું ફળ દર્શાવવાવડે કહે છે કે.—

૩૮. એ રીતે ગ્રહણ કરેલ વ્રતનું નિત્ય સ્મરણ અને બહુમાન કરવારૂપ પ્રયત્નવડે અછતા પણ વ્રતપરિણામ પેદા

થાય છે અને પેદા થએલ ભાવપરિણામ કદાપિ ઢીલા પડતા નથી; તેથી જ બુદ્ધિશાળી જનોએ નિત્ય સ્મૃત્યાદિક પ્રયત્નમાં સદા ય ઉદ્યમ કરવો. ઉક્ત વ્રતો સંબંધી શેષ કર્તવ્ય ( અવશિષ્ટ હકીકત ) દર્શાવતા સતા ગ્રંથકાર કહે છેઃ—

૩૯. આ શ્રાવકધર્મમાં પ્રાયે અણુવ્રતો અને ગુણવ્રતો જીવિતપર્યંત સેવવાના હોય છે. ફક્ત બાકી રહેલાં શિક્ષાવ્રતો ( પુનઃ પુનઃ અભ્યાસવા યોગ્ય હોવાથી ) અલ્પ કાળ સેવવાના હોય છે. તેમાં સામાયિક અને દેશાવગાસિક વારંવાર ઉચ્ચારાય છે અને પૌષધ તથા અતિથિસંવિભાગ નિયત દિવસે કરાય છે. સાધુના મહાવ્રતો તો કાયમને માટે જ હોય છે. બારે પ્રકારનો શ્રાવકધર્મ કહ્યે સતે સંલેખનાને કહેવાનો અવસર આવવાથી તે વિષે શાસ્ત્રકાર કહે છે કેઃ-

૪૦. અંતે—જીવિતવ્યના અંત વખતે અનશનપૂર્વક સંલેખના નામની ક્રિયા શ્રાવકને અવશ્ય કરવાની હોતી નથી; કેમ કે તથાવિધ પરિણામવાળો કોઇક શ્રાવક પ્રવ્રજ્યા–દીક્ષા આદરે છે તે કરે છે તેથી સંલેખના સંબંધી હકીકત આ ટૂંક પ્રકરણમાં કહી નથી. અતઃ શ્રાવકધર્મને લગતી ઉપર જણાવેલી હકીકત ઉપરાંત બાકી વિધિવિશેષ હવે કહીએ છીએ.

૪૧. શ્રાવકે તેવા ગામ નગરાદિકમાં જ વસવું કે જ્યાં સાધુજનોનું આવાગમન થતું હોય, વળી જેમાં જિનમંદિરો હોય અને બીજા સાધર્મીજનો પણ વસતા હોય. એવા સ્થાનમાં નિવાસ કરતાં શું ફળ થાય ? તો કહે છે કે સદ્ગુણોની વૃદ્ધિ થાય. શી રીતે ? તે કહે છેઃ—નિઃશંક ભાવથી સાધુઓને વાંદ-

વાથી પાપ નાશ પામે અને પ્રાસુક (નિર્દોષ) આહાર-પાણી આપવાથી કર્મની નિર્જરા (કર્મક્ષય) થાય, જ્ઞાન-દર્શન-ચારિત્રની રક્ષા અને પુષ્ટિ થાય, તેમજ મિથ્યાત્વ કુમતિનો નાશ અને સમ્યક્ત્વની વિશુદ્ધિ થાય વિગેરે. એવા ગામ નગરાદિકમાં નિવાસ કરી રહેનાર શ્રાવકનું દિનકૃત્ય (કર્તવ્ય) શાસ્ત્રકાર વખાણે છે.

૪૨-૪૩. પંચ પરમેષ્ઠી નમસ્કારરૂપ નવકારના સ્મરણપૂર્વક જાગવું, પછી હું શ્રાવક છું, અમુક વ્રત-નિયમ આદરેલાં છે વિગેરે સંભારવું, પછી લઘુ-વડી શંકારૂપ દેહચિંતા ટાળી શુદ્ધિ સાચવી સમાધિપૂર્વક ચૈત્યવંદનાદિક ભાવઅનુષ્ઠાન અને વિધિપૂર્વક પચ્ચખ્ખાણ કરવું. પછી દેરાસરે જવું અને પાંચ અભિગમ સાચવી વિધિપૂર્વક તેમાં પ્રવેશ કરવો. અને પુષ્પ-માળાદિકવડે પ્રભુપૂજા કરી, પ્રસિદ્ધ વિધિથી ચૈત્યવંદન કરવું. પછી ગુરુ સમીપે (પ્રથમ પોતે ઘરે ધારેલું) પચ્ચખ્ખાણ કરવું. પછી શાસ્ત્ર-વ્યાખ્યાન સાંભળવું કે જેથી સતક્રિયામાં રુચિ-પ્રીતિ થવાના હેતુરૂપ સદ્બોધ થાય. પછી સાધુજનોને શરીરના આરોગ્ય તથા સંયમના નિરાબાધતા સંબંધી પૃચ્છા નમ્રભાવે કરવી. તેમજ તેમને ઉચિત ઔષધ-ભેષજ, આહાર-પાણી પ્રમુખ નિઃસ્વાર્થભાવે આપવાનો વિવેક કરવો એ રીતે સ્વઉચિત કર્તવ્ય લક્ષપૂર્વક કરવું.

૪૪-૪૫. પછી શ્રાવક પૂર્વે દર્શાવેલ પંદર કર્માદાનને તજી, પ્રાયઃ નિર્દોષ આજીવિકા નિમિત્તે વ્યવસાય કરે, નહીં તો ધર્મહાનિ અને શાસનહીલના થાય. પછી અવસરે પ્રકૃતિને માફક આવે એવું સાદું ને સાત્વિક ભોજન કરે. પછી યથા-

શક્તિ ( ગંઠીસહિયં વિગેરે ) પચ્ચખ્ખાણ સાવધાનપણે કરે. પછી અવસરે દેરાસરે જાય અને સાધુ સમીપે શાસ્ત્ર સાંભળે અથવા જ્યાં પ્રાયે આગમ વ્યાખ્યાન થતું હોય તે ચૈત્યગૃહે જઇ સાધુ પાસે શાસ્ત્રશ્રવણ કરે. પછી સાંજે-સંધ્યા સમયે યથાયોગ્ય પ્રભુપૂજા-ભક્તિ અને ચૈત્યવંદન કરી, ગુરુ સમીપે આવી, વંદન-નમસ્કારપૂર્વક સામાયિકાદિક ષડ્ આવશ્યક કરણી પ્રમાદ રહિત કરે. પછી વૈયાવચ્ચાદિક કરવાવડે થાકેલા અને તે થાક દૂર કરવા ઇચ્છતા એવા સાધુજનોની કે તથાવિધ શ્રાવકાદિકની વિશ્રામણા-ભક્તિ કરવી અને નવકાર મહામંત્રનું ધ્યાન તથા સ્વાધ્યાય પ્રમુખ પોતાની યોગ્યતા મુજબ ધર્મવ્યાપાર કરવો. પછી પોતાને ઘરે જવું અને ત્યાં દેવ, ગુરુ, ધર્માચાર્ય તથા બીજા ધર્મોપકારી જનોનાં ગુણોનું મનમાં સ્મરણ કરીને તેમજ વ્રતનિયમો યાદ કરીને વિધિપૂર્વક શયન કરવું.

૪૬. રાત્રિએ સ્ત્રીપરિભોગરૂપ મૈથુનનો ત્યાગ કરવો. તેમાં બળાત્કારે પ્રવૃત્તિ કરવાના સ્ત્રીપુરુષવેદાદિ મોહનીય કર્મની નિંદા કરવી અને સ્ત્રીકલેવરનું સ્વરૂપ મનમાં ચિંતવવું. તથા અબ્રહ્મ-મૈથુનથી સર્વથા વિરમેલા સુસાધુ જનો પ્રત્યે અંતરંગ પ્રીતિલક્ષણ બહુમાન કરવું

૪૭. પછી નિદ્રા ટાળી જાગ્રત થયેલા શ્રાવકે કર્મ અને ચેતન પરિણામાદિક સૂક્ષ્મ પદાર્થોમાં ચિત્ત સ્થાપવું અથવા સંસારનું સ્વરૂપ સારી રીતે ચિન્તવવું અથવા ખેતીપ્રમુખ કે બીજા કલેશોને શમાવવા સમર્થ થાય તેવા વિચારો કરવા.

૪૮. તથા ક્ષણે ક્ષણે થતી વયહાનિનો, પ્રાણીવધાદિક વિપરીત આચરણનો, ફળ-પરિણામનો આત્મકલ્યાણ સાધી

લેવા માટે મનુષ્ય જન્માદિક અમૂલ્ય તક મળી છે તેનો લાભ લઈ લેવાનો, અપાર સંસારસાગર મધ્યે બેટ સમાન જિનાગમની પ્રાપ્તિનો તથા શ્રુત ચારિત્ર લક્ષણ ધર્મના આલોક પરલોક સંબંધી વિવિધ ગુણ ઉપકાર અને ફળરૂપ ક્ષેમાદિકનો સારી રીતે વિચાર કરવામાં ચિત્તને જોડવું.

૪૯. રાગાદિક બાધક દોષો નિવારક ભાવના ભાવવાથી અને ધર્માચાર્ય-પ્રયત્નશીલ સાધુઓના માસકલ્પાદિ વિહાર સંબંધી શાન્ત વિચારણાથી અજરામર પદદાયક સંવેગ-વૈરાગ્ય ઉપજે છે.

૫૦. પ્રાંતમાં કહેવું કે-નવકાર મહામંત્રના સ્મરણપૂર્વક જાગવું. ઇત્યાદિક વિધિ અનુષ્ઠાન જે ઉપર કહેલ છે તે પ્રમાણે નિરંતર કરનાર શ્રાવકને સંસારભ્રમણનો અંત કરવામાં અમોઘ અકસીર ઉપાયરૂપ સર્વવિરતિ ચારિત્રના પરિણામ તે ભવમાં કે પછીના ભવમાં અવશ્ય પેદા થાય છે.



દરેક સુજ્ઞ ભાઇ બ્હેન સુખે આદરી પાળી
શકે એવાં સમકિત સહિત

# બાર વ્રતની સંક્ષિપ્ત ટીપ



## સમકિત

૧. રાગદ્વેષાદિક દોષથકી સંપૂર્ણ મુક્ત થયેલા સર્વજ્ઞ સર્વદર્શી અરિહંત પરમાત્માને જ શુદ્ધ દેવ માનું અને જગત્માત્રને પાવન કરનાર તેમનાં પવિત્ર નામ, સ્થાપના (પ્રતિમા), દ્રવ્ય અને ભાવનું સદા ય રટન કરું, નિરંતર અમુક વખત ચોકખાઇ રાખી, શ્રીજિનમંદિરે જઇ, ત્યાં સ્થિર ચિત્ત રાખી, પ્રભુના અદ્દભુત જ્ઞાન, ક્ષમા, ગંભીરતા પ્રમુખ ઉત્તમોત્તમ ગુણ સંભારી, મારા આત્મામા તેવા જ ગુણો પ્રકટાવવા નિમિત્તે પ્રભુનાં દર્શન, પૂજા અને ચૈત્યવંદન કરું અથવા મહામંત્રનો સ્થિર ઉપયોગ રાખી ૧૦૮ વાર જાપ કરું.

૨. શ્રી જિનેશ્વર ભગવાનની આજ્ઞા અનુસારે જ્ઞાન વૈરાગ્ય જાગવાથી સદ્દગુરુ સમીપે જઇ જેમણે મેરુપર્વત જેવા ભારે પાંચ મહાવ્રત ઉચ્ચરેલાં છે, અને તે મહાવ્રતોને જે રૂડી રીતે ગુરુમહારાજની આણામાં રહીને પાળે છે, કંચન-કામિનીથી જે સદા ય દૂર રહે છે, જયણાથી સઘળી સંયમકરણી સાધે છે અને ભવ્ય જનોને સારો બોધ આપી સુધારે છે તેવા મુનિ મહાત્માને જ શુદ્ધ ગુરુ માનું અને પ્રતિદિન જોગ હોય ત્યાંસુધી તેમને શુદ્ધ ભાવથી વંદન કરી તેમનાં અમૃત વચનનું પાન કરું.

૩' સદ્‌ગુરુની અમૃત તુલ્ય વાણી સાંભળી મારી છતી શક્તિ ગોપવ્યા વગર બની શકે તેટલી ગૃહસ્થ યોગ્ય ધર્મકરણી કરવા નિરંતર ખપ કરું. દાન, શીલ, તપ અને ભાવનારૂપ ધર્મની શ્રદ્ધા રાખી યથાશક્તિ તેનો આદર કરું. સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ શુદ્ધ ધર્મનો મને યથાર્થ બોધ થાય, તેની યથાર્થ પ્રતિતી થાય અને અનુક્રમે તેની પ્રગટ પ્રાપ્તિ થાય તેવા લક્ષથી સદ્‌ગુરુની આજ્ઞાને આધીન રહી તેમણે આત્મ-કલ્યાણાર્થે આપેલી રૂડી શિખામણને ધ્યાનમાં રાખી કાળજીથી અનુસરું પ્રમાદવશપણાથી તેમાં ભૂલ પડે તો ગુરુમહારાજને નિષ્કપટપણે નિવેદન કરી, ક્ષમા માગી, ફરી તેવી ભૂલ ન કરવા વિશેષે કાળજી રાખું. તેમની પવિત્ર આજ્ઞાનુસાર પ્રતિવર્ષ શ્રી શત્રુંજયાદિક તીર્થની યાત્રાદિક કરું અને આશાતનાદિક દોષને ટાળી, દેવ-ગુરુ સંઘ-સાધર્મિક-ભક્તિનો બની શકે તેટલો લાભ લઉં અને વ્રત-પચ્ચખ્ખાણનો ભાવ રાખું.

---

## ૧ પ્રાણાતિપાતવિરમણ વ્રત

### ( પ્રથમ અણુવ્રત. )

૧. મરણાદિક મહાભયથી પ્રગટપણે કંપતા-ત્રાસ પામતા કોઇ પણ નિરપરાધી જીવને કંઇ પણ પ્રબળ કારણ વગર તેના પ્રાણ નીકળી જાય તેમ જાણી-બૂઝીને મારાં મન, વચન અને કાયાથી હું જાતે હણું નહિં તેમજ અન્ય કને હણાવું નહિં.

૨. માંસ, દારુ, શિકાર(મધ, માખણ, રાત્રિભોજન પ્રમુખ અભક્ષ્ય અને ડુંગળી, લસણ, ગાજર પ્રમુખ જમીનકંદ વગેરે અનંતકાય ભક્ષણ કરવા) નો ત્યાગ કરું.

---

## ૨ મૃષાવાદવિરમણ વ્રત

### ( બીજું અણુવ્રત )

૧. જેથી સામાનું જીવિત ધૂળ મળે ( નકામું થઇ જાય ) તેવું લાકડે માંકડું વળગાડવા જેવું કેવળ મિથ્યા ભાષણ-પુત્ર પુત્રીના વિવાહ જોડવા માટે મૃષાવાદ ( કન્યાલિક ) વર્જું.

૨. જેથી વેર-ઝેર વધે, કલેશ, વઢવાડ કે મારામારી થાય તેવું મિથ્યા ભાષણ, પારકી જમીન ઉપર પોતાનો કે પોતાના સંબંધીનો હક્ક સ્થાપવા હડહડતું જૂઠ (ભૂમ્યલિક) વર્જું.

૩. જેથી પરિણામે કલેશ ઉપજે એવું મિથ્યા ભાષણ પશુ-ઓની લેવડદેવડ સંબંધે ( ગવાલિક ) વર્જું.

૪. ઇન્સાફની કોર્ટમાં કે પંચમાં કોઇની દાક્ષિણ્યતાથી કે પોતાના કલ્પિત સ્વાર્થથી ( લાંચ વિગેરે લઇને ) ખોટી (કૂડી) સાક્ષી ( ગવાઈ ) ન ભરું.

૫. કેવળ કૃત્રિમ ( ખોટો ) દસ્તાવેજ વિગેરે ઘડી કાઢી કોઇની ઉપર આફત આવી પડે તેવું અનાચરણ હું નહિં કરું.

૬. જેનાથી બહુ ભવભ્રમણ કરવું પડે તેવું શાસ્ત્રવિરુદ્ધ વચન જાણી-બૂઝીને હું નહિં બોલું. પ્રમાદવશ બોલાયું હોય તેની ખબર પડતાં તરત માફી માગું.

---

## ૩ અદત્તાદાનવિરમણ વ્રત

### ( ત્રીજું અણુવ્રત )

૧. કોઇનું ખાતર પાડી કે ગજવું કાપી કે વાટ પાડી ( લૂંટફાટ કરી) કે તેવી જ બીજી રીતે પરાયું ધન હું જાતે

હરી લઉં નહિં તેમજ બીજાને તેમ કરવા સલાહ કે સહાય આપું નહિં.

૨. તેવો ચોરાઉ માલ કીફાયત ભાવે આપવા આવે તો તે જાણી-બૂઝીને સંઘરું નહિં; તેમજ તેવાં અનીતિનાં કાર્ય કરવા કોઇને સલાહ આપુ નહિં.

૩. દાણચોરી એટલે જે વ્યાપાર લાયક વસ્તુ ઉપર મહેસુલ લાગતું હોય તે છુપાવું નહિં; તેમજ બીજાને પણ તેવી ખોટી સલાહ આપું નહિં.

૪. કોઇની નાઠી, પડી કે વિસરી ગયેલી વસ્તુ ખોટી બુદ્ધિથી લઉં નહિ.

૫. કોઇની થાપણ ઓળવું નહિં તેમજ તેવો બીજો વિશ્વાસઘાત કરું નહિં.

૬. જ્યા સુધી બને ત્યાં સુધી લેવડદેવડમાં બરાબર પ્રમાણિકપણું રાખુ.

૭. ગફલતથી કોઇનું કંઇ આવી ગયું હોય તે જાહેર કરી મૂળ ધણીને સોંપી દઉ.

---

## ૪ સ્વદારાસંતોષ યા સ્થૂલ મૈથુનવિરમણ વ્રત

### (ચતુર્થ અણુવ્રત.)

૧. સ્વસ્ત્રી કે સ્વપતિ સિવાય દેવ, મનુષ્ય કે તિર્યંચ સંબંધી વિષયભોગનો સર્વથા ત્યાગ કરું. દેવ સંબંધી ૨×૩. તિર્યંચ સંબંધી ૧×૩ અને મનુષ્ય સંબંધી ૧×૧. એટલે દેવ અને તિર્યંચ સંબંધી વિષયભોગનો મન, વચન અને કાયાથી તેમજ

મનુષ્ય સંબંધી વિષયભોગનો કાયામાત્રથી ત્યાગ કરું અને મન, વચનની શુદ્ધિ રાખવા ઘટતો પ્રયત્ન જારી રાખું.

૨. ઉક્ત શીલ વ્રતને ભાવભૂષણ યા અલંકારરૂપ સમજી યત્નથી સાચવું.

૩. સ્વસ્ત્રી કે સ્વપતિમાં પણ અધિક સંતોષ રાખી વિષય-તૃષ્ણા તજવા વધારે ખપ કરું. સ્વવીર્યનું રક્ષણ કરી તેનો ધર્મસાધનમાં બનતો ઉપયોગ કરું.

**૪ હસ્તક્રિયા કે કુદરત વિરુદ્ધ વર્તનથી કદાપિ સ્વવીર્યનો વિનાશ ન કરું.**

૫ **શીલની** વાડો સાચવવા પ્રયત્ન કરું.

---

## ૫ પરિગ્રહપ્રમાણ વ્રત

### ( પાંચમું અણુવ્રત. )

ધન, ધાન્ય, ક્ષેત્ર, વાસ્તુ, સોનું, રૂપું, અન્ય ધાતુ, દાસ-દાસી અને ગાય, બેલ, હાથી, ઘોડા પ્રમુખ ચતુષ્પદ-એમ નવ પ્રકારના બાહ્ય પરિગ્રહનું જુદું જુદું પ્રમાણ બાંધું. તેમ બની ન શકે તો તેમનું સમુચ્ચયે અમુક ચોક્કસ પ્રમાણ કરી તેથી અધિક દ્રવ્યની પ્રાપ્તિ થતાં તત્કાળ તેનો સદુપયોગ પરમાર્થ માર્ગે કરું. પરંતુ પ્રમાણથી અધિક થયેલું દ્રવ્ય દેખી સ્વનિયત બગાડું નહિ.

---

## ૬ દિગ્વિરમણ વ્રત

### ( પ્રથમ ગુણવ્રત )

ચાર દિશા, ચાર વિદિશા તેમજ ઊંચે અને નીચે એમ

દશે દિશામાં સ્વાર્થવશ વ્યાપારાદિક કારણે જવા-આવવા માટે અમુક મર્યાદા બાંધવી. કેવળ પરમાર્થ દાવે ગમે તેટલે દૂર જવા આવવાની છૂટ રાખી શકાય.

---

## ૭ ભોગોપભોગવિરમણ વ્રત

### ( બીજું ગુણવ્રત. )

એક જ વાર ભોગવ્યા બાદ નિર્માલ્ય થઇ જાય એવાં પુષ્પ, ભોજન પ્રમુખ ભોગમાં લેખાય અને વારંવાર જેનો ઉપયોગ કરી શકાય તે સ્ત્રી, મહેલ પ્રમુખ ઉપભોગમાં લેખાવાથી જે ૧૪ નિયમોની યાદી આગળ આપી છે તે નિયમો હરહંમેશ લક્ષપૂર્વક ધારી સંતોષવૃત્તિમાં વધારો કરવો. તે ઉપરાંત ૧૫ કર્માદાનના મહાપાપ વ્યાપારનો પણ ત્યાગ કરવો.

---

## ૮ અનર્થદંડ વિરમણ વ્રત

### ( ત્રીજું ગુણવ્રત. )

જેમાં પોતાનો કે પોતાના સ્વજન કુટુંબાદિકનો નિકટ સ્વાર્થ ન હોય તેવી નકામી બાબતમાં નાહક પોતાનાં મન, વચન અને કાયા કે ધનનો ગેરઉપયોગ કરવો તે અનર્થદંડ છે એમ સમજી આતસબાજી, વેશ્યા-નાચ, નાટક ચેટક તેમ જ લોકરંજનાર્થે જ કરવામાં આવતા બીજા અનેક વગરજરૂરનાં ઉડાઉ કાર્યથી નિવર્તી સ્વદ્રવ્યાદિકનો જેમ બને તેમ સદુપયોગ જ કરવો યુક્ત છે. વળી જુગાર પ્રમુખ દુર્વ્યસન, વિકથાદિક પ્રમાદ અને શસ્ત્રાદિકનો દુરુપયોગ પણ વર્જ્ય જ છે. ટૂંકાણમાં જેથી પરિણામ મલિન થાય તેવા આચારવિચાર તજવા યુક્ત છે.

---

## ૯ સામાયિક વ્રત

### ( પ્રથમ શિક્ષાવ્રત. )

પ્રતિદિન નિયમસર એક કે વધારે વખત મન-વચન-કાયાના દુષ્ટ વ્યાપાર સંવરીને, રાગ દ્વેષાદિક વિકાર દૂર કરી સમભાવની વૃદ્ધિ થાય તેવાં શુભ જ્ઞાનધ્યાન પ્રમુખ ઉત્તમ આલંબન સેવવા સતત પ્રયત્ન કરવો જોઇએ. દરેક પ્રસંગે કમમાં કમ બે ઘડીનો અવકાશ હોવો જોઇએ. તેવાં સામાયિકનો અધિક લાભ મેળવાય તો બહુ હિતકારી છે. નહિં તો પણ જેટલો અવકાશ મળી શકે તેનો જ્ઞાનધ્યાન યા સત્સંગતિ પ્રમુખ સત્કાર્યમાં જ વ્યય કરવો યુક્ત છે. બે ઘડી જેટલો અવકાશ મળે તેણે ઉક્ત રીતે સામાયિકનો લાભ લેવો ચૂકવો નહિં.

---

## ૧૦ દેશાવગાસિક શિક્ષાવ્રત

### ( દ્વિતીય શિક્ષાવ્રત )

છઠ્ઠા દિગ્વિરમણ વ્રતમાં દશે દિશે જવા આવવા માટે રાખેલી મોકળાશનો અત્ર બને તેટલો સંક્ષેપ કરવો; તેમજ પૂર્વોક્ત ૧૪ નિયમો પણ અવશ્ય ધારવા. ધારેલા મુકરર ટાઇમ સુધી શુભ જ્ઞાનધ્યાન પ્રમુખમાં જ લક્ષપૂર્વક પ્રવર્તવું. ઉક્ત નિયમ પ્રહર, દિવસ, માસ કે વર્ષ પર્યંત પણ ગ્રહી શકાય છે.

---

## ૧૧ પોષધવ્રત

### ( તૃતીય શિક્ષાવ્રત )

દરેક અંધારી અજવાળી આઠમ, ચૌદશ પ્રમુખ પર્વ-દિવસે પૂર્વોક્ત ચારે પ્રકારનો પોષધ ૪ કે ૮ પ્રહર પર્યંત

અંગીકાર કરી પ્રમાદ રહિત તેનું આરાધન કરવું જોઇએ. વિકથાદિક પ્રમાદવડે તેનું વિરાધન કરવું યુક્ત નથી જ. જેનાથી તેમ સર્વથા બની ન શકે તેણે પણ 'ગાઇડ' માં જણાવ્યા મુજબ ઉક્ત ચાર પ્રકાર પૈકી જેનું આરાધન થઈ શકે તેટલું કરી બનતો લાભ હાંસલ કરવા ચૂકવું નહિ.

---

## ૧૨ અતિથિસંવિભાગ વ્રત

### ( ચતુર્થ શિક્ષાવ્રત )

તિથિ, વાર પ્રમુખની દરકાર રાખ્યા વગર દિનરાત પ્રમાદ રહિત આત્મસાધનમાં જ ઉજમાળ મુનિજનો 'અતિથિ' કહેવાય છે. તેવા મહાત્મા-સાધુજનોને સ્વકુટુંબાદિક નિમિત્તે કરેલ નિર્દોષ પ્રાસુક આહારપાણી હરહમેશ કે છેવટ પોષધ વ્રતના પારણે શુદ્ધ ભક્તિભાવથી કેવળ કલ્યાણાર્થે વ્હોરાવી પછી પોતે જમવું. તેવું વ્રત પવિત્ર ધર્મની પ્રાપ્તિ અને પુષ્ટિ માટે બહુ જરૂરનું છે. જ્યારે તેવા સુપાત્ર સાધુનો જોગ ન બની શકે ત્યારે શું કરવું ? તે આશ્રી 'ગાઇડમાં' કરેલી સૂચના લક્ષમાં રાખી ઉક્ત વ્રતનું યથાશક્તિ આરાધન કરવા મળેલી તક સાર્થક કરી લેવી.



શ્રાવકકલ્પતરુમાંથી ઉદ્ધૃત

# શ્રાવક યોગ્ય વ્યવહારુ શિક્ષા

( સંશોધક–સદ્‌ગુણાનુરાગી કર્પૂરવિજયજી )

૧

સુગુરુનું આવાગમન, સત્સમાગમ, જિનચૈત્ય, સમાનધર્મીઓની વસ્તિ, આજીવિકાના અલ્પારંભવાળાં સાધનો, રાજા–પ્રજા વચ્ચે પ્રેમ, પ્રજાને હિતકારી રાજનીતિ, હવા–પાણી અને ધાન્ય વિગેરેની અનુકૂળતા અને શ્રેષ્ઠતા, તથા કુશળ અને નિર્લોભી વૈદ્ય–એટલાં વાનાં જે ગામમાં કે શહેરમાં હોય તે ગામ કે શહેરમાં શ્રાવકે વસવું; કેમ કે સુગુરુના વંદન અને તેમના બહુમાનથી પાપનો નાશ, સત્સમાગમથી દોષ અને દુર્બુદ્ધિનો નાશ, જિનચૈત્યના દર્શન–પૂજા વિગેરેથી મિથ્યાત્વનો નાશ, સાધર્મિકની વસ્તિથી સંસારમાં સારભૂત એવું સાધર્મી–વાત્સલ્ય અને સમ્યગ્દર્શનમાં પરસ્પર સ્થિરીકરણ–વૃદ્ધિકરણ વગેરેનો લાભ, અલ્પારંભવાળી આજીવિકાથી ચિન્તા અને ભવભ્રમણની ઓછાશ, રાજા–પ્રજાના પ્રેમ અને સુરાજનીતિથી નિર્ભયતા અને સુખે ધર્મારાધનનો લાભ, હવા પાણી વિગેરેના સુખકારી સાધનોથી શરીરે નિરોગતા અને ત્રિકરણ યોગની સ્વસ્થતાનો લાભ, યોગ્ય વૈદ્યથી રોગનો નાશ વગેરે અનેક લાભો થાય છે.

૨

સ્વસ્થપણે, નિર્ભય સ્થાનમાં, અવિષમ ભૂમિ પર, સ્વચ્છ શય્યામાં, પરિમિત નિદ્રા માટે એકલા સૂવું. પરોઢીએ ઊઠવું. શય્યા ત્યાગી પંચપરમેષ્ઠી નમસ્કાર મંત્રનો જાપ કરવો. પોતાની જાતિ, ઉત્પત્તિ, શુદ્ધ સ્વરૂપ, શરીર કુટુંબાદિનો સંબંધ અને ત્યાગ કરવા યોગ્ય તથા ગ્રહણ કરવા યોગ્ય વસ્તુનો એકાગ્રતાથી બરાબર વિચાર કરવો. પૂર્વના પાપનો પશ્ચાત્તાપ અને પ્રતિક્રમણ કરવું. ચૌદ નિયમો ધારવા. આજના દિવસને યોગ્ય કાર્યનો અનુક્રમ મુકરર કરવો. ગત દિવસના અપૂર્ણ રહેલા આવશ્યક કાર્યને આજના કાર્યક્રમમાં મૂકવા. બીજા લાખો કામ મૂકીને પણ હંમેશ ચાર ઘડી સ્વાધ્યાય ધ્યાન કરવું ( ભણવું-ભણાવવું. વાંચવું-વચાવવું, વિગેરે અવશ્ય કરવું. ) સાફકસર કસરત હંમેશ કરવી. આજે પૂરા કરવા યોગ્ય કાર્યો આજે જ કરવાનો દ્રઢ સંકલ્પ કરવો. પ્રભાતે ઊઠી મળત્યાગપૂર્વક યથાયોગ્ય દેહશુદ્ધિ કરીને જિનમંદિરે જઇ, પ્રભુદર્શન, ચૈત્યવંદન પ્રમુખ આનંદ અને ઉત્સાહ સહિત મૂળ ઉદ્દેશને લક્ષ્યમાં રાખી વિધિના ખપી થઇને કરવાં. પછી ગુરુને યથાવિધિ વંદન કરી યથાશક્તિ બાહ્ય તપનું પ્રત્યાખ્યાન કરવું. અચપળ ભાવે ધર્મોપદેશ સાંભળી, વિચારી ( મનન કરી ) પોતાની ખામીઓ કમી કરવા બનતું લક્ષ્ય રાખવું.

૩

ઘરમાં દશ ઠેકાણે ચન્દ્રુવા, સ્વચ્છ હવા અને સૂર્યના પ્રકાશનું આવવું, સામાન વિગેરેની સાફસુફ અને સ્વચ્છતા, રસોઇ કરનાર અને પાણી ભરનારની યતના સાથે સુઘડતા, સાત્વિક ભક્ષ્ય અને નિર્જીવ સ્વચ્છ ભોજનના પદાર્થો, વિશ્વાસ યોગ્ય

અને સદાચારી દાસ-દાસીઓ વિગેરે બાબતોની અનુકૂળતા બરાબર કરવી.

૪

સુપાત્રે દાન, અતિથિનો સત્કાર, આશ્રિત પ્રાણીઓનું પોષણ, સાધર્મીવાત્સલ્ય, દીન-હીનને અનુકંપાદાન એટલું અવશ્ય કરી શ્રાવકે પછી ભોજન કરવા બેસવું.

લોલુપતા વિના, જીભને માટે નહીં પણ ઉદરપૂર્તિ માટે, ભૂખથી કાંઇક ઓછો, દેહ અને બુદ્ધિને હિતકારી, અતિ ઉતાવળે નહીં તેમ અતિ ધીરે નહીં, સારી રીતે ચાવીને, શાંત અને આનંદી ચિત્તે જીવના અણાહારી સ્વભાવને વિચારીને, ન છૂટકે, માત્ર દેહના ભાડા માટે, સાત્ત્વિક અને પથ્ય આહાર કરવો. આહાર કર્યા પહેલાં પાણી પીવું નહીં, મધ્યમાં પ્રમાણોપેત પાણી પીવું અને આહારને અન્તે મુખશુદ્ધિ જેટલું જ પાણી પીવું. આહારને છાંડવો પડે નહીં, તેમજ ઊણોદરી થાય એ બન્ને બાબતો ધ્યાનમાં રાખવી. ખાતાં બચબચાટ બોલાવવો નહીં; આંગળીઓ ટાળીને ખાવું નહીં; ખાવાની બાબતમાં કોઇ સાથે સ્પર્ધા કે વાદવિવાદમાં ઉતરવું નહિ; પીવા યોગ્ય પદાર્થ પીતાં હસવું નહી; બનતાં સુધી જમતાં મૌન રાખવું. થાળી વિગેરે ધોઇને પી જવું. સૂર્યસ્વર ચાલે ત્યારે અને ખરી ભૂખ લાગે ત્યારે ઉપરોક્ત વિધિપૂર્વક ભોજન કરવું. જમતાં મુખનો આકાર બગાડવો નહીં. ખાવાના પદાર્થોને નિંદવા નહીં. બનતાં સુધી વખાણવા પણ નહીં. જમવાને અંતે જરૂર જણાય તો નિર્દોષ અને હિતકારી મુખવાસ લેવું. ખાઇને ૧૦૦ ડગલાં જેટલું જરૂર ફરવું. દોડાદોડ કે બહુ મહેનતનું કામ જમ્યા પછી તરત કરવું નહીં. અજીર્ણ હોય તો ઉપવાસ કરવાથી

અને આહાર, વિહાર અને નિહારમાં નિયમિત રહેવાથી નિરોગી થવાય છે.

૫

અતિ શીઘ્ર, બહુ શ્વાસ ચઢે તેમ ચાલવું નહીં. સામાન્ય ગતિથી, સાડાત્રણુ હાથ સુધી દૂર દૃષ્ટિ રાખીને અન્ય જીવોની યતના થાય તેમ ચાલવું. વાંકા વળી જઈને, હાથ કેડે કે માથે રાખીને, પરની ચેષ્ટા કરતાં, ખાતાંખાતાં, હાથ બહુ જ ડોલાવતાં, પગ ઘસતાં અને બહુ અરોડદાર ચાલમાં ચાલવું નહીં. જરૂર હોય ત્યાં યોગ્ય સમયે, જરૂરની વસ્તુઓ સાથે રાખીને, જરૂરનું કામ હોય તો જ જવું. પરગૃહે નકામા જવું-આવવું નહીં. મન વિનાના, દ્વેષી, અધર્મી, રાજ્યના કે પ્રજાના ગુન્હેગારને ત્યાં ઘણે ભાગે જવું નહીં. સંતાતા કે ડરતાં ચાલવું નહીં.

૬

વાત કરતાં સામા માણસ સાથે કેવા રૂપમાં વાત કરવી તે ધ્યાનમાં રાખવું. કહેવાના મુદ્દા, પૂછવાની બાબતો સ્પષ્ટ અને સરળતાથી કહેવી. મધુર, હિતકારી, સ્વપરને ઉપયોગી, સત્ય, શાસ્ત્રસંમત, સરળતાવાળી, સ્પષ્ટ, પરિમિત અને નિર્દોષ ભાષા બોલવી. સામાનું કહેવાનું બરાબર સાંભળીને, વિચારીને, પોતાને ખબર હોય તેટલો જ, હિતાહિતને ધ્યાનમાં રાખી જવાબ આપવો. વચમા જલદીથી વગરવિચારે અશુદ્ધ કે ગરબડ-ભરેલી ભાષામાં બોલવુ નહિ; અને મર્મભેદક વચનો કયારે પણ બોલવા નહીં. પળાય તેટલું, પોતાના જાણવામાં હોય તેથી ઓછું જરૂર પૂરતું અને તે પણ લાભકારક હોય તો જ બોલવું. કહેવત છે કે “ ભાવે એટલું ખાવું નહિ અને આવડે એટલું બોલવું નહિ.” બોલેલો બોલ પાછો ગળાતો નથી. બંદુક કે તોપ જેવાનો

માર કદી રૂઝાય છે, પણ શબ્દનો ઘા મરણાંતે પણ રૂઝાવો મુશ્કેલ છે; માટે જેટલું બોલો તેટલું તોળી તોળીને પરને કડવું ન લાગે અને ગુણ થાય તેવું બોલો. તેવો સમય ન હોય તો મૌન રહેવું એ વધારે સારું છે. બે કાને સાંભળીને, બે આંખે જોઈને, મગજમાં વિચારીને—એ પાંચવડે નિર્ણય થયા પછી લાભ થાય તેમ હોય તો એક જીભવડે થોડું જ બોલવું. જીભ બત્રીશ દાંતના કિલ્લા વચ્ચે અને બીડેલ મુખમાં હોવાનું એ જ કારણ છે, એ જ જીભવડે જગત આખું મિત્ર થાય છે, એ જ જીભવડે જગત આખું શત્રુ થાય છે. જીભમાં વશીકરણ છે અને જીભમાં ઝેર છે. જગતમાં લોહીની નદીઓ ચાલે તેવા મહાન્ યુદ્ધો અનેક વખત થયા છે. તેમાં ઘણે ભાગે જીભલડીની કડવાશ જ મુખ્ય કારણ છે, માટે ખાવામાં અને બોલવામાં જીભને તાબે થવું નહીં, પણ આપણે તેને જ તાબે કરી લેવી. મહાપુરુષોના મુખમાંથી અમૃતનાં ઝરણાઓ ઝરે છે ત્યારે મિથ્યાભિમાની મૂર્ખ જીવોના મુખમાંથી હળાહળ ઝેર જેવાં વચનોનો પ્રવાહ નીકળે છે. વચનવડે જાતિ, કુળ અને ધર્મની પરીક્ષા થાય છે. જેની હૃદયની તીજોરીમાં જેવું ભર્યું હોય તેવું જ નીકળે છે. કોયલની વાણીમાં મધુરતા અને કાગડાની વાણીમાં કઠોરતા, જેમાં જે હોય તે જ નીકળે છે; માટે શ્રાવકે શ્રાવકધર્મને શોભા આપનારાં વચનો બોલવાં, હીનતા ભરેલાં, હીણપત સૂચવનારાં અને નિર્માલ્ય વચનો કદી પણ બોલવા નહીં. ભાટ ચારણો જેવાં, ખુશામતભરેલાં અને અસંબંધ વચનોનો ઉપયોગ કદાપિ કરવો નહીં. બને ત્યાં સુધી નિરવદ્ય ભાષા જ બોલવી. વાચાળપણાથી, વારંવાર ટોકવાપણાથી અને સમયને અનુચિત ભાષા બોલવા કરતાં મૌન રહેવું વધારે

ઉચિત છે. બોલતાં પહેલાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને લાભાલાભનો ખાસ વિચાર કરવો; કારણ કે બોલવાથી ઘણાએ બગાડયું છે. કોઇની સાથે વિવાદમાં ઉતરવું નહીં, તેમ જાતે અન્ય ધર્મીઓની સાથે ચર્ચાની ઉદીરણા કરવી નહીં. ધર્મોન્નતિના કારણે પ્રતિપક્ષી સરળ અને જિજ્ઞાસુ હોય તો શાન્તિથી, યુક્તિથી અને પ્રમાણપુરઃસર પોતાના જ્ઞાનના પ્રમાણમાં ધર્મચર્ચા કરવી. સામા પક્ષને તોડવા ખાતર ખોટી યુક્તિઓ કરવી નહીં. સામા પક્ષની જેટલી બાબતો અબાધિત હોય તેને ખુશીથી ગ્રહણ કરવી. ધર્મનીતિને નામે કે સમાજ-સુધારણાને નામે વાગ્યુદ્ધોના અખાડામાં ઉતરવું નહીં. વચનની ટેક દ્રઢ રાખવી. શબ્દમાં કદાચ વિરુદ્ધતા આવતી હોય પણ આશયમાં વિરુદ્ધતા ન હોય તો કદાગ્રહ કરવો નહીં. શબ્દભેદમાં આશયભેદ માનવા જેવી એકાએક ભૂલ કરવી નહીં. રાજકથા, સ્ત્રીકથા, આહારકથા અને દેશકથા–એ ચાર વિકથા શ્રાવકે વર્જવી. ખોટી સાક્ષી પૂરવી નહીં. મ્હોટાથી કે બળવાનથી ક્ષોભ પામી ખોટી બાબતમાં હાએ હા કે નાએ ના ભણવી નહીં. રાજ્યવિરુદ્ધ, સમુદાયવિરુદ્ધ, નીતિવિરુદ્ધ, ધર્મવિરુદ્ધ અને વ્યવહારવિરુદ્ધ કાંઇ પણ બોલવું કે કરવું નહીં.

૭

અલ્પારંભવાળી અને ન્યાયધર્મને અનુસરતી આજીવિકા-વૃત્તિ કરવી. લોભ અને પરિગ્રહની બહુ વિચાર કરીને હદ બાંધવી. કમાણીનો અમુક હીસ્સો ઉત્તમ કામ માટે નિર્માણ કરી, નિર્મિત માર્ગે તેનો વ્યય કરવો. નિશ્ચિન્તપણે ધર્મસાધન, તીર્થાટન વિગેરે થઈ શકે તેને માટે પોતાની શક્તિનો યોગ્ય ઉપયોગ કરવો અને બહુ ઉઘરાણી કરવી ન પડે તેવી રીતે વ્યાપાર કરવો. લેવડદેવડમાં ગમે તેવા સંબંધી સાથે પણ પહેલેથી જ પ્રમાણિ-

કપણે ચોખવટ કરવી. પાછળથી સંબંધ તૂટે તેમ કરવાનો પ્રસંગ ન આવે એવી રીતે લેવડદેવડ કરવી.

શસ્ત્રધારી, ખૂની, નિર્દય, મહામાયાવી, ક્ષુદ્રજાતિ, ઝનૂની. વ્યભિચારી, જુગારી, દુર્વ્યસની, બદદાનતવાળા, ભાંડ-ભવાયા યાચક, મિત્ર, કુટુંબી, ગામધણી, રાજાના હલકા નોકર, રાજ્યના કે જ્ઞાતિના ગુન્હેગાર, બહેન, બનેવી વિગેરે સાથે બનતાં સુધી વ્યાપારને ખાતર લેવડદેવડ રાખવી નહી; તેમ છતાં ઉધારે આપવાની ફરજ પડે તો આપતી વખતે જ પાછા નહી આવે એમ ધારીને જ આપવું. પણ તેમની સાથે આપ્યા પછી તકરારમાં ઉતરવું નહીં. કમાવાને ખાતર મોંઘવારી ચિંતવવી નહીં. આપણા થોડા લાભને ખાતર બીજાને ઘણું મ્હોટું નુકશાન થતું હોય તો આપણો લાભ જતો કરવો. મળતો લાભ લઇ લેવો. પ્રાપ્ત ધન-વૈભવમાં સંતોષી રહેવું. ધનની લાભ-હાનિ વખતે લક્ષ્મીની ચપળતા બરાબર યાદ રાખવી. " તન, મનના સુખને માટે ધનવૈભવ છે, પણ ધનવૈભવને માટે તન મન નથી. " એ સૂત્રનું વારંવાર મનન કરવું. સર્વ ધનવૈભવનો ભોગ આપીને પણ આત્માનું ( પોતાપણાનું ) યત્નપૂર્વક રક્ષણ કરવું.

વ્યવહાર, પ્રમાણિકતા, ટેક, આબરુ, હિસાબ, વણિજ-વાણિજ્ય રીતિ, વ્યાપારનો માલ, તોલ, માપ, સોદા વિગેરે બાબતો પહેલેથી છેલ્લે સુધી સારી ચોખવટભરેલી રાખવી. નોકર મુનિમોને બર્ચયોગ્ય પગાર આપી, તેમની પાસેથી પ્રેમથી કામ લેવું. વિશ્વાસ રાખવા લાયકને જ નોકર રાખવા અને એવા નોકર મુનિમો પર પછી અવિશ્વાસ રાખવો નહીં. અવિ-શ્વાસ જેવું જણાયા પછી એક દિવસ પણ રાખવા નહીં.

એક ભાવ, નિર્મિત નફો અને વિશ્વાસપાત્ર રીતિ રાખી વ્યાપાર કરવો. સટ્ટો, જુગાર, સરત, કન્યાવિક્રય અને ભાડવા-

પણાનો ધંધો કદી પણ કરવો નહીં. જિંદગીનું વેચાણ કરવું નહીં. જ્યાં સુધી બને ત્યાં સુધી ગમે તેટલા લાભને, ખાતર પણ નોકરી કરવી નહીં, નિરુપાયે કરવી પડે તો મૂર્ખ, બેકદર, કૃતઘ્ની, શઠ, અપ્રમાણિક, ક્રોધી અને મિથ્યાભિમાની શેઠની નોકરી તો કદી પણ કરવી નહીં અને એવાની આગેવાની નીચે પણ નોકરી કરવી નહીં, જેમ બને તેમ થોડો પણ સ્વતંત્ર ધંધો કરવો.

શેઠાઇ, અમલદારી અને મ્હોટાઇ મળે તો ખુશામતનાં ‘ ખાં ’ ન બનવું. ‘ ખોટો દમામ અને દોર ન વાપરવો.’ મિથ્યાભિમાનમાં અંધ ન બનવું. પરના ભલાને માટે યથાશક્તિ ત્રિકરણ યોગે સહાયક થવું. પોતાની બધી મિલ્કત વ્યાપારમાં રોકવી નહીં, પણ ઓછામાં ઓછો ત્રીજો ભાગ તો પોતાના ઘરમાં સીલીકે અવશ્ય રાખવો. માલ ગીરો મૂકી વ્યાજ ચઢાવવા કરતાં માલને વેચીને નાણું કરવાં એ વધારે સારું છે. કોઇની થાપણ રાખવી નહીં અને તમારી થાપણ કોઇને ત્યાં મૂકવી નહી. જરૂર પડે તો પ્રમાણિક ગૃહસ્થને ત્યાં લાયક સાક્ષીઓ રાખી, સામાની સહી લઇ કાયદાને યોગ્ય ચોક્કસ ચોખવટ કરીને જ બીજાને ત્યાં થાપણ મૂકવી.

અભક્ષ્ય, ઝેર, લોહ, દાંત, ચામડું, શસ્ત્ર, કેશ અને ચોપડ ( સ્નિગ્ધ ) વસ્તુઓનો વ્યાપાર બને ત્યાં સુધી કરવો નહીં. ન ચાલે ત્યારે છેવટે ગમે તે વસ્તુનો વ્યાપાર કે કોઇની સેવા બજાવીને પેટ ભરવું, પણ યાચવુ નહીં. ઉડાઉપણામાં, અતિ સુખશીલપણામાં કે લોકની કીર્તિમાં નિરર્થક નાણાનો વ્યય કરવો નહિં. સન્માર્ગે કુટુંબી કે આશ્રયી જનોના પોષણાર્થે શક્તિના પ્રમાણમાં ઉદારતાથી ખર્ચ કરવો. આવકથી ખર્ચ ઓછો રાખવો. વેષ અને દેખાવ પોતાની શક્તિ તથા આબરુને યોગ્ય રાખવો. ઉદ્‌ભટ વેષ રાખવો નહીં; તેમજ કંજુસાઇથી ચીંથરેહાલ રહેવું નહીં.

ફુલણજી થઈ ફરવું નહીં. લોભિયા થઇ ધૂતારાથી ફસાવું નહીં. બહુ વિચાર કરીને બીજાનો વિશ્વાસ કરવો. હંમેશની સાદાઇ છોડવી નહીં. ધનવૈભવના ભરતી કે ઓટ પ્રસંગે ગંભીરતા છોડવી નહીં. અર્થશાસ્ત્રના કરકસરના નિયમો જાણવા. ખાનદાનસાઇ તજવી નહીં, ભોળા થઇ ગાંડામાં ખપવું નહીં. ખપ પડે ત્યારે ગમે તેવા નર પાસેથી મોઠાશ અને યુક્તિથી કામ કઢાવી લેવું, પરંતુ કોઇને છેતરીને કામ લેવું નહીં. પૈસાના લોભે અસત્ય પક્ષમાં ઊભા રહેવું નહીં. નોકરી, અમલદારી કે શેઠાઇ કરતાં પોતાની ફરજને ભૂલવી નહિ. કામચોરી કદી પણ કરવી નહીં. ધનને અર્થે શરીરને જોખમમાં નાંખવું નહીં. વ્યાપાર એવી યુક્તિથી કરવો કે જેથી ગ્રાહકો પોતે જ સદા ય ગરજવાળા રહે. લેણદારો પાસે નમ્ર થવું, દેણદારો પાસેથી યુક્તિથી હાથ કાઢી લેવો. શાખ સારી રાખવી. હિંમતે બહાદુર થવુ. ઉદ્યમમાં આગળ વધવું, કાર્યમાં કાયરતા ન રાખવી. આજુબાજુના સંયોગો જોઇ વિચારી વ્યાપાર કરવો, કરેલ વ્યાપાર કે લેણદેણા વિગેરે બધી બાજુ પર ધ્યાન આપતા રહેવું. પ્રમાણિક ગુમાસ્તાઓની કદર બુઝવી. છેલ્લી અવસ્થામાં નિવૃત્તિ પમાય તેટલો ધનનો સંચય કરવો.

૮

બે ઘડી દિવસ બાકી રહે તે પહેલાં વ્યાપારાદિથી નિવૃત્ત થઇ, ભૂખ હોય તો સાંજનું સાદું ભોજન કરવું. પછી થોડા વખત ખુલ્લી હવામાં ફરવું. જિનચૈત્યે દર્શન ને ભાવના કરી દિવસ સંબંધી પાપનું પ્રતિક્રમણ સ્થિરચિત્તે વિધિપૂર્વક કરવું. દિવસના નિયમોને વિચારી સંક્ષેપવા અને રાત્રિને યોગ્ય નિયમો ધારવા. રાત્રિભોજન વર્જવું. બની શકે તો ચઉવિહારનું પચ્ચખ્ખાણ કરવું, નહીં તો છેવટે દુવિહારનું પચ્ચખ્ખાણ તો જરૂર કરવું. આત્માના હિતાહિતનું સરવૈયું કાઢવું. જિજ્ઞાસુ

સજજનો સાથે ધર્મચર્ચા કરવી. સારૂં વાંચેલું સાંભળેલું પુનઃ પુનઃ વિચારવું. પોતાની ખામીઓ કમી થાય તેમ કરવું. નિદ્રા, પ્રમાદ કે આળસ માટે નહીં પણ નિવૃત્તિ માટે જરૂર પૂરતી લેવી; ચાર શરણ, સર્વ જીવો સાથે ખામણાં વિગેરે વિધિ કરીને પછી શયન કરવું.

૯

બ્રહ્મચર્ય—શીલ અને આચારમાં ત્રિકરણ યોગે મર્યાદા જાળવવી. શૃંગારની વાર્ત્તા, વાંચન અને પરિચય કમી કરવો. પરસ્ત્રીસંગનો અને સૃષ્ટિવિરુદ્ધ વર્તનનો સદાને માટે ત્યાગ કરવો. સ્વસ્ત્રી પરત્વે પણ ઉદીરણા કરીને નહીં પરંતુ સ્વાભાવિક ઉદય વખતે વિષયવિપાકને વિચારીને ન છૂટકે જયણા રાખવી. મનપરિચારણા, વચનપરિચારણા, સ્પર્શપરિચારણા અને રૂપપરિચારણા પણ જ્ઞાની પુરુષોએ વિષયમાં ગણાવેલ છે; માટે જેમ બને તેમ તે ચારથી દૂર રહેવાય તેમ કરવું. જેથી પાંચમા કાયપરિચારણાના વિષયની ભીતિ રહેશે નહી. જેમ બને તેમ તે વિષય અને વિષયીનો પ્રસંગ કમી કરવો. શરીરનો મુખ્ય રાજા વીર્ય અને પ્રધાન રૂધિર છે. યોગ્ય રીતિથી તે બંનેના સંચય અને રક્ષણ માટે બહુ કાળજી રાખવી. શક્તિનો અને શૌર્યનો ખરો આધાર તેના પર રહેલો છે. શરીરનું સૌંદર્ય, પ્રતાપ અને તેજ વીર્યના રક્ષણથી બરાબર ટકી રહે છે. અપકવ ઉમ્મરે વિવાહિત ન થવું. પોતાથી મ્હોટી સ્ત્રી સાથે વિવાહ ન કરવો. પોતાના બળાબળનો પુખ્ત વિચાર કરવો. શ્વાનવૃત્તિ રાખવી નહીં. મરદાઇનું લક્ષણ વીર્યનો ક્ષય કરવામાં નહીં પણ તેનું રક્ષણ કરવામાં છે. સર્વ ધર્મમાં બ્રહ્મચર્યને પ્રધાન માનવામાં આવ્યું છે. મહાન્ પુરુષોની અલૌકિક શક્તિનો વિકાસ

પણ બ્રહ્મચર્યના બરાબર પાલનથી થયો છે. હમેશાં સ્ત્રીથી પૃથક્ શય્યા રાખવી. વિકાર ઉત્પન્ન કરનારા પદાર્થો ભોગોપભોગમાં જેમ ઓછા લેવાય તેમ કરવું. વિકારના ઉદય વખતે સ્ત્રીપુરુષોના શરીરમાં ભરેલી અશુચિનો બરાબર ખ્યાલ લાવવો. ક્ષણભંગુર સુખાભાસથી ચિરકાળના દુઃખો વ્હોરી લેવા જેવી ગંભીર ભૂલ ન થાય તેની સંભાળ રાખવી. સંસારપરિભ્રમણની વૃદ્ધિના હેતુરૂપ મુખ્યત્વે વિષયને જ જ્ઞાનીઓએ માન્યો છે. કષાયની વૃદ્ધિ, જડતા અને મંદતા પણ વીર્યના નાશથી થાય છે. આરોગ્યને માટે પણ વીર્યનું ખાસ રક્ષણ કરવું જરૂરનું છે. સુવર્ણ, રૂપું આદિ ધાતુના રક્ષણ અને સંચય માટે બહુ કાળજી રખાય છે, પણ શરીરની સાતે ધાતુઓના રક્ષણ અને સંચય માટે બેદરકાર રહેવાય છે, એ આપણી અસાધારણ ખામી છે. એ ખામીને દૂર કરવી. શીલવંત સ્ત્રીપુરુષોના ચરિત્રો વારંવાર વાંચવા, વિચારવા ને આપણા મન પર કાબૂ મેળવવો. અલ્પ આહાર અને મર્યાદિત વિહારથી વિકારને રોકી શકાય છે, માટે જેમ બને તેમ બ્રહ્મચર્યના રક્ષણ માટે સદા સાવચેત રહેવું.

शिवमस्तु सर्व्वजगतः, परहितनिरताः भवंतु भूतगणाः ॥
दोषाः प्रयांतु नाशं, सर्वत्र सुखीभवंतु लोकाः ॥ १ ॥

परहितचिंता मैत्री, परदुःखविनाशिनी तथा करुणा ॥
परसुखतुष्टिर्मुदिता, परदोषोपेक्षणमुपेक्षा ॥ २ ॥

૧. વિશ્વત્રયમાં અખંડ શાંતિ પ્રસરો! સમસ્ત પ્રાણીવર્ગ પરોપકારરસિક બનો! દોષમાત્ર નિર્મૂળ થાઓ! અને સર્વત્ર સહુ કોઇ સુખી થાઓ!

૨. અન્ય જીવોનું હિત-શ્રેય-કલ્યાણ થાય એવી અંતરમાં લાગણી રાખવી તે મૈત્રી, અન્ય જીવોના દુઃખનો અંત આવે એવી ઊંડી લાગણીથી યથાશક્તિ યત્ન કરવો તે કરુણા, અન્ય જીવોની સુખ-સમૃદ્ધિ અથવા ગુણ-ગૌરવ દેખી દિલમાં પ્રમુદિત ( રાજી રાજી ) થવું તે મુદિતા અને અન્ય જીવોના ( અત્યંત કઠોરતા, નિર્દયતા, ઇર્ષ્યા, નિંદા પ્રમુખ ) અનિવાર્ય દોષો તરફ ઉપેક્ષા કરી તેમના ઉપર રાગદ્વેષ નહિ લાવતાં, તેમને કર્મવશવર્તી જાણી સમભાવે રહેવું તે ઉપેક્ષા ભાવના છે.

सर्वेऽपि सन्तु सुखिनः, सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चित् पापमाचरेत् ॥

સર્વ કોઇ સુખી થાઓ ! સર્વ કોઇ રોગ-આતંક રહિત થાઓ ! સર્વ કોઇ કલ્યાણ પામો અને પાપાચરણ મ કરો !



# શ્રાવક ગુણ વર્ણન

આ અનાદિ અનંત સંસારસમુદ્રમાં ભ્રમણ કરનાર જીવોને પ્રથમ મનુષ્ય જન્મ, આર્ય દેશ, ઉત્તમ કુળ, જાતિ, સ્વરૂપ, આયુ, પંચેન્દ્રિયાદિ સામગ્રી સંયુક્ત મળવું દુર્લભ છે. તેમાં અનર્થનો હરનાર સદ્ધર્મ પામવો અતિ દુર્લભ છે. જેમ પુણ્યહીન પુરુષને ચિંતામણિ રત્ન પ્રાપ્ત થવું મુશ્કેલ છે તેમ એકત્રીશ ગુણે કરી રહિત જીવોને સર્વજ્ઞપ્રરૂપિત સદ્ધર્મ મળવો દુર્લભ છે. તેથી ભવ્ય જીવોને પોતાનામાં ધર્મી થવાની યોગ્યતા ઉત્પન્ન કરવાની જરૂર છે. જો પ્રથમ યોગ્યતા ઉત્પન્ન ન કરે તો ધર્મની પ્રાપ્તિ પણ થઇ શકતી નથી. જેમ અયોગ્ય ભૂમિમાં બીજ વાવવાથી નિષ્ફળતા થાય છે, તેમજ પાયો મજબૂત કર્યા વિના કોઇ પુરુષ મહેલ બનાવવા માંગે તો તે મહેલ બરાબર સ્થિત થઈ શકતો નથી તેમ યોગ્યતા વિના શ્રાવક કે મુનિધર્મની પ્રાપ્તિ થતી નથી.

જેમ ચિંતામણિ રત્ન ભાગ્યહીન જીવોને મળવું મુશ્કેલ છે તેમ અક્ષુદ્રતાદિક ઉત્તમ ગુણ રહિત જનોને પણ ધર્મરત્ન મળવું મુશ્કેલ જ છે.

અક્ષુદ્રતાદિક એકવીશ ગુણોવડે યુક્ત જીવને જિનમતમાં ધર્મરત્નને યોગ્ય કહેલો છે, માટે તે ગુણોને ઉપાર્જવા ધર્માભિલાષી જનોએ જરૂર યત્ન કરવો ઘટે છે. ઉક્ત વાતનું સમર્થન કરતાં છતાં શ્રીમદ્ યશોવિજયજી મહારાજ આ પ્રમાણે કથે છે.—

"एकवीश गुण परिणामे, जास चित्त नित्यमेव;
धर्मरत्नकी योग्यता, तास कहे तुं देव." १.

ઉક્ત એકવીશ ગુણો આ પ્રમાણે—

क्षुद्र नहि वली रूपनिधि, सौम्य जनप्रिय धन्न;
क्रूर नहि भीरु वळी, अशठ सुदखिन्न. २
लज्जालुओ दयालुओ, सोमदिट्ठि मज्झथ्थ;
गुणरागी सतकथ्थ सु–पख्ख दीर्घदर्शी अथ्थ. ३
विशेषज्ञ वृद्धानुगत, विनयवंत कृतजाण;
परहितकारी लब्धलक्ष, एम एकवीश प्रमाण. ४

ગુણ ગુણીનો કથંચિત્ અભેદ સંબંધ હોવાથી જ ઉપર ગુણને બદલે ગુણોનું નિરૂપણ કર્યું છે અર્થાત્ ધર્મરત્નને યોગ્ય એવા ગુણી થવું જ જોઇએ. કેવા ગુણી થવુ જોઇએ? તેનું ઉપર મુજબ પ્રથમ સંક્ષિપ્ત વર્ણન કરીને પછી કંઇક તે સંબંધી વિશેષ વર્ણન કરવાને બનતો પ્રયત્ન કરશું.

૧. ક્ષુદ્ર નહિં—અક્ષુદ્ર, ગંભીર આશયવાળો, સૂક્ષ્મ રીતે વસ્તુતત્ત્વનો વિચાર કરવાની શક્તિ ધરાવનાર સમર્થ જીવવિશેષ ધર્મરત્નને પામી શકે.

૨ રૂપનિધિ—પ્રશસ્ત રૂપવાળો, પાંચે ઇંદ્રિયો જેને સ્પષ્ટ રીતે પ્રાપ્ત થયેલ હોય એવો અર્થાત્ શરીર સંબંધી સુંદર આકૃતિને ધારણ કરનાર આત્મા.

૩. સૌમ્ય—સ્વભાવે જ પાપ–દોષ રહિત, શીતળ સ્વભાવ-વાળો આત્મા.

૪. **જનપ્રિય**—સદા સદાચારને સેવનાર લોકપ્રિય આત્મા.

૫. **ક્રૂર નહિં**—ક્રૂરતા યા નિષ્ઠુરતાવડે જેનું મન મલિન થયું નથી એવો અક્લિષ્ટ યાને પ્રસન્ન ચિત્તયુક્ત શાંત આત્મા.

૬. **ભીરુ**—આ લોક સંબંધી તથા પરલોક સંબંધી અપાય-થી ડરવાવાળો અર્થાત્ અપવાદભીરુ તેમજ પાપભીરુ હોવાથી બધી રીતે સંભાળીને ચાલનાર, ઉભય લોકવિરુદ્ધ કાર્યનો અવશ્ય પરિહાર કરનાર.

૭. **અશઠ**—છળપ્રપંચવડે પરને પાસમાં નાખવાથી દૂર રહેનાર.

૮. **સુદખિખન્ન**—શુભ દાક્ષિણ્યતાવંત, ઉચિત પ્રાર્થનાનો ભંગ નહિ કરવાવાળો, સમયોચિતવર્તી, સામાનું દિલ પ્રસન્ન કરનાર.

૯. **લજ્જાલુઓ**—લજ્જાશીલ, અકાર્ય વર્જી સત્કાર્યમાં સહેજે જોડાઇ શકે એવો મર્યાદશીલ પુરુષ.

૧૦. **દયાળુઓ**—સર્વ કોઇ પ્રાણીવર્ગ ઉપર અનુકંપા રાખનાર.

૧૧. **સોમદિટ્ઠિ મજઝથ્થ**—રાગ-દ્વેષ રહિત સૌમ્યદષ્ટિ-વાળો અને નિષ્પક્ષપાતપણે વસ્તુતત્ત્વને યથાર્થ રીતે ઓળખી મધ્યસ્થતાથી દોષને દૂર કરનાર.

૧૨. **ગુણરાગી**—સદ્ગુણીનો જ પક્ષ કરનાર, ગુણનો જ પક્ષ લેનાર.

૧૩ **સત્કથ્થ**—એકાંત હિતકારી એવી ધર્મકથા જેને પ્રિય છે એવો.

૧૪. સુપક્ખ—સુશીલ અને સાનુકૂળ છે કુટુંબ જેનું એવો સારા પક્ષવાળો.

૧૫. દીર્ઘદર્શી—પ્રથમથી સારી રીતે વિચાર કરીને પરિણામે જેમાં લાભ સમાયો હોય એવા શુભ કાર્યનો જ કરવાવાળો.

૧૬. વિશેષજ્ઞ—પક્ષપાતરહિતપણે ગુણ દોષ, હિત અહિત, કાર્ય અકાર્ય, ઉચિત અનુચિત, ભક્ષ્ય અભક્ષ્ય, પેય અપેય, ગમ્ય અગમ્ય વિગેરે વિશેષ વાતનો જાણ.

૧૭. વૃદ્ધાનુગત—પરિપકવ બુદ્ધિવાળા અનુભવી પુરુષોને અનુસરીને ચાલનાર, જેમ આવ્યું તેમ ઉચ્છૃંખલપણે ઇચ્છા મુજબ કામ કરનાર નહીં.

૧૮. વિનયવંત—ગુણાધિકનું ઉચિત ગૌરવ સાચવનાર સુવિનીત.

૧૯. કૃતજાણ—બીજાએ કરેલા ગુણને કદાપિ નહિં વીસરી જનાર કૃતજ્ઞ

૨૦. પરહિતકારી—સ્વતઃ સ્વાર્થ વિના પરોપકાર કરવામાં તત્પર, દાક્ષિણ્યતાવંત તો જ્યારે તેને કોઇ પ્રેરણા અથવા પ્રાર્થના કરે ત્યારે પરોપકાર કરે અને આ તો પોતાના આત્માની જ પ્રેરણાથી સ્વકર્તવ્ય સમજીને જ કોઇની કંઇ પણ અપેક્ષા રાખ્યા વિના જ પરોપકાર કર્યા કરે એવા ઉત્તમ સ્વભાવને સ્વાભાવિક રીતે ધારણ કરનાર ભવ્ય.

૨૧. લબ્ધલક્ષ—કોઇ પણ કાર્યને સુખે સાધી શકે એવો કાર્યદક્ષ. દરેક હકીકતના રહસ્યને સમજનાર.

હવે ઉપર કહેલા ૨૧ ગુણોનું કંઇક સહેતુક વિશેષ વ્યાખ્યાન કરવાનો ઉદ્યમ કરવામાં આવે છે.

જેમ શુદ્ધ કરાયેલા વસ્ત્ર ઉપર જ જોઇએ એવો રંગ બરા-બર ચઢી શકે છે, પરંતુ અશુદ્ધ એવા મલિન વસ્ત્ર ઉપર ચઢી શકતો નથી; તેમજ ઉપર કહેલા ગુણોવડે વિશુદ્ધ થયેલા આત્માને જ ધર્મનો રંગ ચઢે છે. વળી જેમ ખડ-બચડી અને પાલીસ કર્યા વિનાની ભીંત ઉપર આબેહૂબ ચિત્ર ઊઠતું નથી, પરંતુ ઘઠારીમઠારીને સાફ કરેલી સરખી ભીંત ઉપર ચિત્ર જોઇએ એવું આબેહૂબ ઊઠી નીકળે છે, તેમ ઉપર કહેલા ગુણોના સંસ્કાર વિનાના અસંસ્કૃત હૃદય ઉપર ધર્મનું ચિત્ર બરાબર પડી શકતું નથી, પણ ઉક્ત ગુણોથી સંસ્કારિત હૃદય ઉપર સત્ય ધર્મનું ચિત્ર બરાબર ખીલી ઊઠે છે. ઉક્ત ગુણોની પ્રાપ્તિદ્વારા ભવ્ય આત્મા સત્ય ધર્મનો ઉત્તમો-ત્તમ લાભ પામી શકે છે એથી ઉપર કહેલા સદ્ગુણોનો ખાસ અભ્યાસ કરવાની અત્યાવશ્યકતા સ્વતઃ સિદ્ધ થાય છે, અને તેથી જ તે ગુણ સંબંધી બની શકે તેટલી સમજ લેવી પણ જરૂરની છે. એમાં જ જીવનું ખરું હિત સમાયેલું છે.

૧. ક્ષુદ્ર સ્વભાવવાળો મનુષ્ય અગંભીર અને ઉછાંછળો હોવાથી ધર્મને સાધી શકતો નથી. તે નથી તો કરી શકતો સ્વહિત કે નથી કરી શકતો પરહિત. સ્વપરહિત સાધવાની તેનામાં યોગ્યતા જ હોતી નથી, તેથી સ્વપરહિત સાધવા ને અક્ષુદ્ર સ્વભાવી એવો ગભીર અને ઠરેલ પ્રકૃતિવાળો મનુષ્ય જ યોગ્ય અને સમર્થ હોઇ શકે છે.

૨. હીન અંગોપાંગવાળો, નબળા સંઘયણવાળો, તથા ઇંદ્રિ-યોમાં ખોડખાંપણવાળો સ્વપરહિત સાધવાને અસમર્થ હોવાથી ધર્મને અયોગ્ય કહ્યો છે, કેમકે ધર્મ સાધવામાં તેની ખાસ અપેક્ષા રહે છે. તે વિના ધર્મસાધનમાં ઘણી જ અડચણ આવે છે.

તેથી સંપૂર્ણ અંગોપાંગવાળો, પાંચે પૂરેપૂરી ઇંદ્રિય પામેલો અને ઉત્તમ સંઘયણવાળો, સુંદર આકૃતિવંત પ્રાણી ધર્મને યોગ્ય કહ્યો છે. એવી શુભ સામગ્રીવાળો જીવ શાસનની શોભા વધારી શકે છે અને સર્વજ્ઞ ભગવાને ભાખેલા ધર્મને સમ્યગ્ રીતે પાળી શકે છે.

૩. પ્રકૃતિથી જ શાંત સ્વભાવવાળો જીવ પ્રાયઃ પાપકર્મમાં પ્રવૃત્તિ કરતો નથી અને સુખે સમાગમ કરી શકાય એવા ઠંડા સ્વભાવને લીધે અન્ય આકળા જીવોને પણ સમાધિનું કારણ થઇ શકે છે. અર્થાત્ આકરી પ્રકૃત્તિવાળા પણ શાન્ત સ્વભાવવાળા સજ્જનોના સમાગમથી ઠંડી પ્રકૃતિના થઇ જાય છે;તેથી ઠંડી પ્રકૃતિવાળા પ્રાણી સુખે સ્વપરહિત સાધી શકે છે,પરંતુ આકરી પ્રકૃતિવાળા તેમ કરવાને અસમર્થ હોવાથી ધર્મ સાધવાને અયોગ્ય કહ્યા છે.

૪. દાન, વિનય અને નિર્મળ આચારને સેવનાર માણસ સર્વજનોને પ્રિય થઇ શકે છે અને તે આ લોકવિરુદ્ધ તથા પરલોકવિરુદ્ધ કાર્યને સ્વાભાવિક રીતે જ તજનાર હોવાથી સમ્યગ્દષ્ટિ જીવોને પણ મોક્ષમાર્ગમાં બહુમાન ઉપજાવનાર થઈ પડે છે. સદાચારસેવી લોકપ્રિય પુરુષ પોતાની પવિત્ર રહેણીકરણીથી અન્ય જનોને પણ અનુકરણીય થઇ પડે છે, તેવી રીતે ઇચ્છા મુજબ વર્તી અતડો રહેનાર માણસ કંઇ પણ વિશેષ સ્વપરહિત સાધી શકતો નથી.

૫. ક્રૂર માણસ ક્લિષ્ટ પરિણામથી પોતાનું જ હિત સાધવાને અશક્ત હોય તો તે પરનું હિત શી રીતે સાધી શકે ? તેથી તેને ધર્મરત્નને અયોગ્ય સમજવો. સમપરિણામને ધારણ કરનાર એવો અનુકંપાવાન અક્રૂર આત્મા જ મોક્ષમાર્ગ સાધવાને અધિકારી હોઇ શકે છે.

૬. આ લોક સંબંધી તથા પરલોક સંબંધી દુઃખની વિચારણા કરનાર પાપકર્મમાં પ્રવૃત્તિ કરતો નથી અને લોકાપવાદથી પણ ડરતો રહે છે. એવો ભવભીરુ માણુસ જ ધર્મરત્નને યોગ્ય હોઇ શકે છે; પરંતુ જે નિર્ભયપણે-લોકાપવાદનો પણ ભય રાખ્યા વિના સ્વચ્છંદ વર્તન કરે છે તે ધર્મરત્નને યોગ્ય ગણાતો નથી

૭. અશઠ માણુસ કોઇની વંચના કરતો નથી, તેથી તે વિશ્વાસપાત્ર અને પ્રશંસાપાત્ર બને છે. વળી તે પોતાના સદ્‌ભાવથી ઉદ્યમ કરે છે તેથી તે ધર્મરત્નને યોગ્ય ઠરે છે. કપટી માણુસ તો પરવંચનાથી પોતાના કુટિલ સ્વભાવને લઇ પરને અપ્રીતિપાત્ર બને છે તેમજ સ્વહિતથી પણ ચૂકે છે માટે તે ધર્મને માટે અયોગ્ય છે.

૮. સુદાક્ષિણ્યતાવંત પોતાનું કાર્ય તજી બની શકે તેટલો બીજાનો ઉપગાર કરતો રહે છે તેથી તેનું વચન સહુ કોઇ માન્ય રાખે છે તેમજ સહુ કોઇ તેને અનુસરીને ચાલે છે. આવા સ્વભાવથી સહેજે સ્વપરહિત સાધી શકાય છે તેથી તે ધર્મરત્નને યોગ્ય છે. જેનામાં એ ગુણુ નથી તે સ્વાર્થસાધક અથવા આપમતલબીયાના ઉપનામથી નિંદાપાત્ર થાય છે અને તે ધર્મરત્નને અયોગ્ય ઠરે છે.

૯. લજ્જાશીલ માણુસ નાનું સરખું પણ અકાર્ય કરતાં ડરે છે તેથી તે અકાર્યને દૂર તજી સદાચારને સેવતો રહે છે, તેમજ અંગીકાર કરેલા શુભ કાર્યને તે કોઇ રીતે તજી શકતો નથી; તેથી તે સદ્ધર્મને યોગ્ય ગણાય છે. લજ્જાહીન તો કંઇપણ અકાર્ય કરતાં ડરતો નથી તેથી તે અશુભ આચારને અનાયાસે સેવતો રહે છે. ગમે તેવા ઉત્તમ કુળમાં ઉત્પન્ન થાય છતાં તે કુળમર્યાદાને તજતાં વાર લગાડતો નથી તેથી લજ્જાહીન ધર્મરત્નને અયોગ્ય છે

૧૦. દયા એ ધર્મનું મૂળ છે અને દયાને અનુસરીને જ સર્વ સદનુષ્ઠાન પ્રવર્તે છે એમ જિન-આગમમાં સિદ્ધાંતરૂપે કહેલું છે, તેથી જ સર્વજ્ઞભાષિત સત્ય ધર્મનું યથાર્થ આરાધન કરવાને દયાળુ હોવાની ખાસ જરૂર છે; અર્થાત્ દયાળુ જ ધર્મ-રત્નને યોગ્ય છે. દયાહીન કોઇ રીતે ધર્મને યોગ્ય નથી, કેમકે તેવા નિર્દય પરિણામવાળાનું સર્વ અનુષ્ઠાન નિષ્ફળ થાય છે.

૧૧. મધ્યસ્થ એટલે પક્ષપાત રહિત એવો સૌમ્યદૃષ્ટિ પુરુષ રાગ-દ્વેષ દૂર તજીને શાંત ચિત્તથી ધર્મવિચારને યથાસ્થિત સાંભળે છે અને ગુણનો સ્વીકાર તથા દોષનો ત્યાગ કરે છે માટે તે ધર્મને લાયક છે; પરંતુ પક્ષપાતયુક્ત બુદ્ધિવાળો માણસ અંધશ્રદ્ધાથી વસ્તુતત્ત્વનો યથાસ્થિત વિચાર જ કરી શકતો નથી તો પછી ગુણનો આદર અને દોષનો ત્યાગ તો શી રીતે જ કરી શકે! તેથી પક્ષપાત બુદ્ધિથી એકાંત ખેંચતાણ કરી બેસનાર ધર્મ-રત્નને યોગ્ય નથી.

૧૨. ગુણરાગી માણસ ગુણવંતનું બહુમાન કરે છે, નિર્ગુ-ણીની ઉપેક્ષા કરે છે, સદ્‌ગુણનો સંગ્રહ કરે છે અને સંપ્રાપ્ત ગુણને સારી રીતે સાચવી રાખે છે. પ્રાપ્ત થયેલા ગુણોને દોષિત કરતો નથી તેથી તે ધર્મને યોગ્ય છે. નિર્ગુણ માણસ તો બીજા ગુણવંતને પણ પોતાની જેવા લેખે છે તેથી તે નથી તો કરતો તેમની ઉપર રાગ કે નથી કરતો ગુણ ઉપર રાગ; પરંતુ ઊલટો ગુણદ્વેષી હોઇ સદ્‌ગુણનો પણ અનાદર કરે છે અને આત્મગુણને મલિન કરી નાંખે છે માટે તે ધર્મરત્નને માટે અયોગ્ય છે

૧૩. વિકથા કરવાના અભ્યાસવડે કલુષિત મનવાળો માણસ વિવેકરત્નને ખોઇ નાખે છે અને ધર્મમાં તો વિવેકની ખાસ જરૂર છે તેથી ધર્માર્થી માણસે સત્યપ્રિય થવાનો અને સત્ય-હિત

કારી વાતને જ કહેવાનો અથવા સાંભળવાનો સ્વભાવ રાખવો જોઇએ. આવા સત્યપ્રિય અને સત્યભાષક જીવથી સ્વપરનું હિત સહેજે થાય છે તેથી તેવા ગુણવાળા જ ધર્મરત્નને યોગ્ય છે. વિકથા કરનારથી ઉભયને હાનિ પહોંચે છે તેથી તે અયોગ્ય છે.

૧૪. જેનો પરિવાર અનુકૂળ વર્તનારો, ધર્મશીલ અને સદાચારને સેવવાવાળો હોય એવો ડાચાબળિયો માણસ નિર્વિઘ્નપણે ધર્મસાધન કરી શકે છે. પૂર્વોક્ત સ્વભાવવાળા કુટુંબથી ધર્મસાધનમાં કંઇ પણ અંતરાય આવવાનો સંભવ રહેતો નથી, કેમકે એવું સાનુકૂળ કુટુંબ તો ધર્મસાધનમાં જોઇએ તેવી સહાય દઇ શકે છે; તેથી ધર્મશીલ અને સદાચારવાળા અનુકૂળ પરિવારવાળો પ્રાણી જેવો ધર્મને દીપાવવાને યોગ્ય ગણાય છે તેવો પ્રતિકૂળ આચારવિચારવાળા પરિવારવાળો યોગ્ય ગણાતો નથી, કેમકે તેવા પરિવારથી તો ધર્મમાર્ગમાં વખતોવખત વિઘ્ન ઉભા થાય છે; માટે શુદ્ધ અને સમર્થ પક્ષની પણ ખાસ જરૂર છે.

૧૫. દીર્ઘદર્શી માણસ પૂર્વાપરનો અથવા લાભાલાભનો વિચાર કરી જેનું પરિણામ સારું જ આવવાનો સંભવ હોય, જેમાં લાભ વધારે અને ક્લેશ અલ્પ હોય અને જે ઘણા માણસોને પ્રશંસનીય હોય તેવાં કામનો જ આરંભ કરે છે તેવા દીર્ઘદર્શી જનો ધર્મરત્નને યોગ્ય છે; કેમકે તે વિચારશીલ અને વિવેકવંત હોવાથી સફળ પ્રવૃત્તિને કરનારા હોય છે, તે કંઇ પણ વગરવિચાર્યું, ન બની શકે એવું, અસાધ્ય કાર્ય સહસા આરંભતા જ નથી. જે કાર્ય સુખે સાધી શકાય એવું માલમ પડે તેનો જ તે વિવેકથી આદર કરે છે. સહસાકારી બહુધા અસાધ્ય કાર્ય કરવા મંડી જાય છે અને તેમાં નિષ્ફળ નીવડવાથી તે પશ્ચાત્તાપનો ભાગી થાય છે તેથી તે ધર્મરત્નને લાયક ઠરતો નથી.

૧૬. વિશેષજ્ઞ પુરુષ વસ્તુઓના ગુણદોષને પક્ષપાત રહિતપણે પિછાની શકે છે, તેથી પ્રાયઃ તેવા માણસ જ ઉત્તમ ધર્મના અધિકારી કહ્યા છે. જે અજ્ઞાનતાવડે હિતાહિત, કૃત્યાકૃત્ય, ધર્માધર્મ ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય કે ગુણદોષ સંબંધી બિલકુલ અજ્ઞાત છે તે ધર્મને અયોગ્ય જ છે; કેમકે જે પોતાનું હિત શું છે તેટલું પણ સમજતા નથી તે શી રીતે સ્વહિત સાધી શકશે ? અને સ્વહિત સાધવાને પણ અસમર્થ હોવાથી પરહિતનું તો કહેવું જ શું ? તેથી પશુના જેવા અજ્ઞાન અને અવિવેકી જનો ધર્મને માટે અયોગ્ય છે.

૧૭. પરિપક્વ બુદ્ધિવાળા અર્થાત્ સદ્વિવેકાદિક ગુણસંપન્ન એવા વૃદ્ધ પુરુષો પાપાચારમાં પ્રવૃત્તિ કરતા જ નથી, એમ હોવાથી તેવા વૃદ્ધને અનુસરીને ચાલનાર પણ પાપાચારથી દૂર જ રહે છે; કેમકે જીવોને સોબત પ્રમાણે અસર થાય છે. કહેવત છે કે 'જેવી સોબત તેવી અસર' તેવા શિષ્ટ પુરુષોને અનુસારે ચાલનાર ધર્મરત્નને યોગ્ય થાય છે, પરંતુ સ્વચ્છંદે ચાલનાર માણસ કદાપિ ધર્મને યોગ્ય થઇ શકતો નથી; કેમકે તે સદાચારથી પ્રાયઃ વિમુખ રહે છે.

૧૮. સમ્યગ્ જ્ઞાન-દર્શનાદિક સર્વ સદ્ગુણોનું મૂળ વિનય છે, અને તે સદ્ગુણવડે જ ખરું સુખ મેળવી શકાય છે માટે જ જૈન શાસનમાં વિનયવંત-વિનીતને વખાણ્યો છે. લૌકિકમાં પણ કહેવાય છે કે 'વનો ( વિનય ) વેરીને પણ વશ કરે' તો પછી શાસ્ત્રોક્ત નીતિ મુજબ વિનયનો અભ્યાસ કરવામા આવે તો તેના ફળનું તો કહેવું જ શું ? વિનયથી સર્વ ઇષ્ટની પ્રાપ્તિ થાય છે, તેથી ઇષ્ટ સુખના અભિલાષી જનોએ અવશ્ય વિનયનું સેવન કરવું જ જોઇએ. અવિનીત માણસ ધર્મનો અધિકારી નથી કેમકે તે તેની અસભ્ય વૃત્તિથી કંઇ પણ સદ્ગુણ પેદા કરી શકતો નથી, અને ઊલટો ઠેકાણે ઠેકાણે કલેશનો ભાગી થાય છે.

૧૯. કૃતજ્ઞ પુરુષ ધર્મગુરુને તત્ત્વબુદ્ધિથી પરોપકારી જાણી તેનું બહુમાન કરે છે. તેથી સમ્યગ્ જ્ઞાન-દર્શનાદિક સદ્‌ગુણોની વૃદ્ધિ થાય છે તેથી કૃતજ્ઞ માણસ જ ધર્મરત્નને લાયક છે. કૃતજ્ઞ માણસ ઉપર સામાન્ય ઉપકાર કર્યો હોય તો તેને પણ તે ભૂલતો નથી તો પછી અસાધારણ ઉપકાર કરનાર ઉપકારીને તો તે ભૂલે જ કેમ? કૃતઘ્ન માણસ ઉપકારીએ કરેલા ઉપકારને વિસરી જઈ તેનો ઉલટો અપવાદ બોલવા તત્પર થઈ જાય છે. દૂધ પાઈને ઉછરેલા સાપની જેમ કૃતઘ્ન મનુષ્ય નુકશાન કરે છે માટે તે ધર્મને યોગ્ય નથી.

૨૦. ધન્ય, કૃતપુન્ય એવો પરહિતકારી પુરુષ ધર્મનું ખરું રહસ્ય સારી રીતે સમજી, પ્રાપ્ત કરીને નિઃસ્પૃહ ચિત્તવાળો થઇ પોતાના પૂર્ણ પુરુષાર્થ યોગે અન્ય જનોને પણ સન્માર્ગમાં જોડી દે છે. અર્થાત્ ધર્મનું ખરું રહસ્ય જાણનાર અને નિઃસ્પૃહપણે પોતાનું છતું વીર્ય ફોરવનાર એવા પરહિતકારી પુરુષોની જ બલિહારી છે. તેવા ધન્ય પુરુષો સ્વપરનું હિત વિશેષે સાધી શકે છે તેવા ભાગ્યશાળી ભવ્યો ધર્મને સારી રીતે દીપાવી શકે છે તેથી તે ધર્મરત્નને અધિક લાયક છે. કેવળ સ્વાર્થવૃત્તિવાળાથી તેવો સ્વપર ઉપકાર સંભવતો નથી. તેથી નિઃસ્વાર્થ વૃત્તિ રાખવાની ખાસ જરૂર છે. નિઃસ્વાર્થી જનો પરોપકારને પોતાના શુદ્ધ સ્વાર્થથી ભિન્ન સમજતા નથી, અર્થાત્ પરોપકારને પોતાનું ખાસ કર્તવ્ય સમજીને કોઇની પ્રેરણા વિના સ્વાભાવિક રીતે જ એ ગુણને સેવે છે.

૨૧. લબ્ધલક્ષ પુરુષ સકળ ધર્મકાર્યને સુખે સમજી શકે છે અને તે દક્ષ, ચંચળ તથા સુખે કેળવી શકાય એવો હોવાથી થોડા વખતમાં જ સર્વ ઉત્તમ કળામાં પારગામી થઇ શકે છે. આવો કાર્યદક્ષ પુરુષ ધર્મરત્નને લાયક હોઇ શકે છે, પરંતુ

અકુશળ, અશિક્ષિત અને મંદ પરિણામી તેમજ અતિ પરિણામી જનો ધર્મને લાયક થઇ શકતા નથી; કેમકે તેમની નજર સાપેક્ષપણે સર્વત્ર ફરી વળતી નથી તેથી તેઓ સત્ય ધર્મથી બહાર રહ્યા કરે છે અર્થાત્ ધર્મના ખરા રહસ્યને પામી શકતા જ નથી માટે ધર્માર્થીજનોએ કાર્યદક્ષ અને કર્તવ્ય-પરાયણ થવાની પણ પૂરેપૂરી જરૂર છે.

આ પ્રમાણે એ એકવીશ ગુણોનું કંઇક સહેતુક વર્ણન ' ધર્મરત્ન પ્રકરણ ' ગ્રંથને અનુસારે કરવામાં આવ્યું છે એ ઉપર વર્ણવેલા ગુણો જેમણે સંપ્રાપ્ત કર્યા છે તે ભાગ્યશાળી ભવ્યજનો **ધર્મરત્નને** લાયક થાય છે, એ એકવીશ ગુણ જેમને સંપૂર્ણપણે પ્રાપ્ત થાય છે તે ઉત્કૃષ્ટ રીતે લાયક છે, ચતુર્થ ભાગે ન્યૂન ગુણવાળા ભવ્ય મધ્યમ રીત્યા લાયક છે અને અર્ધા ભાગની ન્યૂન ગુણવાળ ભવ્યો જઘન્ય ભાગે લાયક છે તેથી પણ ન્યૂન ગુણુવાળા હોય તે તો દરિદ્રી જેવા અયોગ્ય સમજવાના છે, એમ સમજીને સર્વજ્ઞભાષિત શુદ્ધ ધર્મના અભિલાષી જનોએ જેમ બને તેમ ઉક્ત ગુણોમાં વિશેષ આદર કરવો યોગ્ય છે; કારણ કે પવિત્ર ચિત્ત પણ શુદ્ધ ભૂમિમાં જ શોભે છે અને ભૂમિશુદ્ધિ ઉક્ત ગુણોવડે જ થાય છે.



# ગુણાનુરાગ કુલક

( સરલ સંક્ષિપ્ત વ્યાખ્યા )

## સદ્દગુણોની ચાહના રાખનારા ભાઈ બહેનોને ખાસ ઉપયોગી

સકળ કલ્યાણના સ્થાનરૂપ શ્રી તીર્થંકર પ્રભુના ચરણકમળને નમસ્કાર કરીને સૌભાગ્યલક્ષ્મીને ઉત્પન્ન કરનાર પરગુણ સંગ્રહ કરવાનું સ્વરૂપ જણાવું છું તે તમે લક્ષ દઈને સાંભળો. ૧.

જે પુરુષના હૃદયમાં ઉત્તમ ગુણાનુરાગ નિવાસ કરી રહે છે તેને તીર્થંકર પદ પર્યંત ઋદ્ધિઓ દુર્લભ નથી પણ સુલભ છે. ૨.

જેમના હૃદયમાં સદાય સદ્ગુણ પ્રત્યે સ્વાભાવિક પ્રેમ જાગેલો છે તેઓ ધન્ય-કૃતપુન્ય જાણવા. તેમને સદાય અમારો પ્રણામ હો. ૩.

ઘણું ભણવાથી, તપ કરવાથી કે દાન દેવાથી શું પ્રયોજન છે ? ફક્ત સઘળા સુખના સ્થાનરૂપ એક ગુણાનુરાગને જ તું આદર કે જેથી બધા ગુણો તને પ્રાપ્ત થઈ શકશે. ૪.

કદાચ તું ઘણો તપ કરીશ, ઘણાં શાસ્ત્ર ભણીશ અને વિવિધ કષ્ટ સહીશ; પરંતુ જો ગુણાનુરાગ ધારીશ નહિં-બીજાના સદ્ગુણ જોઈ રાજી થઈશ નહિ, તો તારી સઘળી કરણી ફોક સમજજે. ૫.

બીજાના ગુણનો ઉત્કર્ષ સાંભળીને જો તું અદેખાઇ કરીશ તો જરૂર તું સંસારમાં સર્વ સ્થળે પરાભવ પામીશ. ૬

ઇર્ષાના જોરથી અંજાઇ જઇ જો તું ગુણવંત જનોના થોડા પણ અવર્ણવાદ બોલીશ તો સંસારરૂપ મહાઅટવીમાં તારે ભટકવું પડશે, (અને ત્યાં બહુ પ્રકારે દુઃખનો કડવો અનુભવ કરવો પડશે, માટે પ્રથમથી જ પારકા અવર્ણવાદ બોલવાથી પાછો વળજે. ) ૭

આ વર્તમાન ભવમાં જીવ જે ગુણનો કે દોષનો અભ્યાસ કરે છે તે ગુણ–દોષને અભ્યાસવડે પરભવમાં ફરીને મેળવે છે. ૮

જે પોતે સેંકડા ગમે ગુણથી ભરેલો હોય છતાં અદેખાઇવડે પારકા દોષ જપે છે તે પંડિત પુરુષોની નજરમાં પલાલના ઢગલા જેવો અસાર ( હલકો ) જણાય છે. ૯

જે દુષ્ટ આશયથી પરાયા છતા અને અછતા દોષને ગ્રહણ કરે છે તે પોતાના આત્માને નિરર્થક પાપબંધનથી બાંધે છે; અને ભવાંતરમાં પોતે જ વારંવાર દુઃખી થાય છે. ૧૦

તેટલા માટે જેથી કષાય–અગ્નિ પેદા થાય તે કાર્ય જરૂર તજી દેવું અને જેથી કષાય–અગ્નિ શાંત થાય તે જ કાર્ય આદરવું. પરનિંદા, ઇર્ષા, અદેખાઇ પ્રમુખ અકાર્ય અવશ્ય તજવાનાં છે. ૧૧

જો તું ત્રિભુવનમાં ગુરુપણું મેળવવા ખરેખર ઇચ્છતો હોય તો પારકા દોષ ગ્રહણ કરવાની અથવા પરનિંદા કરવાની પડેલી કુટેવ સંપૂર્ણ પ્રયત્નવડે તું તજી દે એ જ મોટાઇનો માર્ગ છે. ૧૨

જગતમાં સહુ કોઇને પ્રશંસવા યોગ્ય આ ચાર પ્રકારના પુરુષો કહ્યા છેઃ ૧ સર્વોત્તમોત્તમ, ૨ ઉત્તમોત્તમ, ૩ ઉત્તમ અને ચોથા મધ્યમ. ૧૩

એ ઉપરાંત ભારેકર્મી અને ધર્મવાસના રહિત જે **અધમ** અને **અધમાધમ** પુરુષો હોય તેમની પણ નિંદા તો ન જ

કરવી, પરંતુ (બની શકે તો તેમને સુધારવા માટે) મનમાં તેમના પર કરુણા લાવવી યુક્ત છે. નિંદા સર્વથા વર્જ્ય છે, કેમકે તેથી તેને કે પોતાને કશો ફાયદો થતો નથી પરંતુ કરુણાબુદ્ધિથી તો સ્વપરને ફાયદા થવો સંભવે છે; માટે શાસ્ત્રકાર તેનું જ સેવન કરવા કહે છે. ૧૪

જેના પ્રત્યેક અવયવમાં આકરું યૌવન પ્રગટયું હોય, જેમનું શરીર ઘણું જ સુગંધી હોય અને જેમનું રૂપ સર્વોત્તમ હોય એવી સ્ત્રીઓના મધ્યમાં રહ્યો છતો જન્મથી આરંભી અખંડ બ્રહ્મચર્યને ધારણ કરનાર જે મન, વચન અને કાયાવડે નિર્મળ શિયળ પાળે છે તે પુરુષ સર્વોત્તમ જાણવો અને તે સર્વ કોઇને શિરસાવંદ્ય-પ્રણામ કરવા યોગ્ય છે. ૧૫-૧૬.

વળી જે એવા જ પ્રકારની સ્ત્રીઓના મધ્યમાં રહ્યા છતો કોઇ વખત ક્ષણભર રાગથી રંગાયો હોય, પરંતુ તરતજ બીજી ક્ષણે તે લાગેલા પાપની સર્વ પ્રકાર નિંદા-ગર્હા કરે અને ફરી આખા ભવમાં કોઇ વખત તેના મનમાં તેવો રાગ પ્રગટે નહિં તે મહાસત્ત્વવંત પુરુષ **ઉત્તમોત્તમ** છે એમ જાણવું. ૧૭-૧૮.

જે ક્ષણભર સ્ત્રીનું (સુંદર) રૂપ જોવે અથવા મનથી તેનું ચિંતન કરે, પરંતુ સ્ત્રીઓએ વિષયભોગ સંબંધી પ્રાર્થના કર્યા છતાં તેવું અકાર્ય (સ્ત્રીસેવન) કરે નહિ, તે સાધુ કે સ્વદારા-સંતોષી શ્રાવક અલ્પસંસારી **ઉત્તમ** પુરુષ જાણવો. ૧૯

જે સાધુ કે શ્રાવક ભવભીરુ હોઇ સ્વવ્રત રક્ષા કરે તે ઉત્તમ છે. ખરી કસોટીમાં પણ જે વ્રતભંગ થવા ન દે તેની બલિહારી છે. ૨૦

જે પુરુષ ધર્મ, અર્થ અને કામરૂપ પુરુષાર્થને અન્યોન્ય બાધા રહિત સેવે, એટલે ધર્મને હાનિ ન પહોંચે તેમ અર્થ

ઉપાર્જન કરે અને અર્થ ઉપાર્જન કરવામાં ખલેલ ન પહોંચે તેમ વિષયસેવન કરે તે મધ્યમ પુરુષ જાણવો. ૨૧.

આ ઉપર જણાવેલા પુરુષોના ગુણોનું ગ્રહણ બહુમાનપૂર્વક જો તું કરીશ તો તું શીઘ્ર શિવસુખ પામીશ એમ ચોક્કસ સમજજે, કેમકે સદ્‌ગુણી થવાનો એ સરળ માર્ગ છે. ૨૨.

આજકાલ સંયમમાર્ગમાં શિથિલતા ધારણ કરનારા અને સંયમક્રિયાની ઉપેક્ષા કરનારા પાસત્થાદિક સાધુ–યતિ જનોની સભાસમક્ષ નિંદા કરવી નહિં તેમજ પ્રશંસા પણ કરવી નહિં, નિંદાથી તેઓ સુધરી શકશે નહિં, તેમજ પ્રશંસા કરવાથી તેમના પાપને પુષ્ટિ આપવા જેવું થશે. ૨૩

હીનાચારી સાધુ–યતિ ઉપર કરુણા આણીને જો તેને રુચે તો હિતબુદ્ધિથી સત્ય માર્ગ કહેવો. તેમ છતાં જો તે રોષ કરે તો તેના દોષ–દુર્ગુણ ( સભા સમક્ષ ) પ્રકાશવા નહિં. ૨૪

અત્યારે દુષમ કાળમાં જેનો થોડો પણ ધર્મ ગુણદૃષ્ટિમાં આવે તેનું ધર્મબુદ્ધિથી સદા ય બહુમાન કરવું યુક્ત છે. એથી સ્વપરને અનેક લાભ થવા સંભવ છે. ૨૫

પરગચ્છમાં કે સ્વગચ્છમાં જે સંવિગ્ન ( તીવ્ર વૈરાગ્યવંત ભવભીરૂ બહુશ્રુત ગીતાર્થ ) મુનિજનો હોય તેમનો ગુણાનુરાગ કરવા મત્સરભાવથી તું ચૂકીશ નહિં; સમભાવી મહાપુરુષોનો સમાગમ સદાય દુર્લભ છે. તે ગમે ત્યાં હોય તો પણ તેમનું તો કલ્યાણ સુખે થઇ શકે છે. તેમના દુર્લભ સમાગમનો લાભ મળે તો તેની કદાપિ ઉપેક્ષા કરવી નહિ, કેમકે તેવા સમભાવી મહાત્માઓથી આપણને ઉત્તમ ફળ મળી શકે છે. ૨૬.

ગુણરત્નોથી અલંકૃત પુરુષોનું બહુમાન જે શુદ્ધ–નિષ્કપટ મનથી કરે છે તે અન્ય જન્મમાં તેવા ગુણોને જરૂર સુખે સુખે

મેળવી શકે છે. સદ્‌ગુણોનું અનુમોદન કરવું યા તેમનું બહુમાન કરવું એ આપણો સદ્‌ગુણી થવાનું અમોઘ બીજ છે. ૨૭.

આવી રીતે ગુણાનુરાગ ( સદ્‌ગુણી પ્રત્યે અકૃત્રિમ પ્રેમવાત્સલ્ય ) પોતાની હૃદયભૂમિમાં જે ધારણ કરે છે તે મહાનુભાવ સર્વ કોઇને નમન કરવા યોગ્ય પરમ શાન્ત પદને પામે છે, એમ પરમ સંવેગી અને પવિત્ર ગુણાનુરાગી શ્રી સોમસુંદરસૂરિ મહારાજ ભવ્ય જનોને એકાંત હિતબુદ્ધિથી અમૃતવચનોવડે બોધ કરે છે.

ઇતિશમ્

---

## સજ્જન પુરુષનું લક્ષણ

મન, વચન અને કાયામાં પુન્યરૂપ અમૃતથી જેઓ ભરેલા છે, ઉપકારની શ્રેણિઓવડે ત્રિભુવનને પ્રસન્ન કરે છે અને પરના પરમાણુ જેટલા સ્વલ્પ ગુણને પણ પર્વત જેવડા લેખી પોતાના હૃદયમાં પ્રમુદિત થાય છે ( પરનાં દૂષણ કદાપિ સ્વમુખે ઉચ્ચરતા નથી તેમજ પોતાના ગુણની પ્રશંસા પણ કરતા નથી ) એવા કોઇ વિરલ સજ્જનો જ જગતમાં વર્તે છે.

ઇતિશમ્



# માર્ગાનુસારીપણાના ૩૫ બોલ

૧ ન્યાયસંપન્ન વિભવ—ન્યાયથી ધન મેળવવું. સ્વામિદ્રોહ, મિત્રદ્રોહ, વિશ્વાસીને ઠગવું, ચોરી કરવી, થાપણ ઓળવવી વિગેરે નિંદવા યોગ્ય કામનો ત્યાગ કરીને ધન ઉપાર્જન કરવું તે.

૨ શિષ્ટાચારપ્રશંસા—ઉત્તમ પુરુષોનાં આચરણનાં વખાણ કરવાં.

૩ સરખા કુળાચારવાળા પણ અન્ય ગોત્રી સાથે વિવાહ કરવો.

૪ પાપના કામથી ડરવું.

૫ પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે વર્તવું.

૬ કોઇનો અવર્ણવાદ બોલવો નહિં.

૭ જે ઘરમાં પેસવા નિકળવાના અનેક રસ્તા ન હોય તથા જે ઘર અતિ ગુપ્ત અને અતિ પ્રગટ ન હોય અને પાડોશી સારા હોય તેવા ઘરમાં રહેવું.

૮ સારા આચરણવાળા પુરુષોની સોબત કરવી,

૯ માતા તથા પિતાની સેવાભક્તિ કરવી—તેમનો સર્વ રીતે વિનય સાચવવો અને તેમને પ્રસન્ન રાખવા.

૧૦ ઉપદ્રવવાળા સ્થાનકનો ત્યાગ કરવો. લડાઇ, દુકાળ વિગેરે અડચણવાળાં ઠેકાણાં છોડવાં.

૧૧ નિંદિત કામમાં ન પ્રવર્તવું—નિંદવા યોગ્ય કામ ન કરવાં.

૧૨ આવક પ્રમાણે ખર્ચ કરવું.

૧૩ ધનને અનુસરતો વેષ રાખવો. પેદાશ પ્રમાણે પોશાક રાખવો

૧૪ આઠ પ્રકારના બુદ્ધિના ગુણને સેવવા. તે આઠ ગુણ આ પ્રમાણે—૧ શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા ૨ શાસ્ત્ર સાંભળવું. ૩ તેનો અર્થ સમજવો. ૪ તે યાદ રાખવો. ૫ ઉહ=તેમાં તર્ક કરવો તે સામાન્ય જ્ઞાન. ૬ અપોહ=વિશેષ જ્ઞાન. ૭ ઊહાપોહથી સદેહ દૂર કરવો. ૮ જ્ઞાન=આ વસ્તુ આમ જ છે એવો નિશ્ચય કરવો.

૧૫ નિત્ય ધર્મને સાંભળવો જેથી બુદ્ધિ નિર્મળ થાય.

૧૬ પહેલાં જમેલું ભોજન પચી જાય ત્યારપછી બીજું નવું ભોજન કરવું.

૧૭ જયારે ખરી ભૂખ લાગે ત્યારે ખાવું, પણ એક વાર ખાધા પછી તરતજ મીઠાઇ વિગેરે આવેલું જોઇ લાલચથી ખાવું નહિં, કારણ કે એથી અપચો થાય છે.

૧૮ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગને વિવેકપૂર્વક સાધવા.

૧૯ અતિથિ તથા ગરીબને અન્નપાનાદિ આપવું.

૨૦ નિરંતર અભિનિવેશરહિત રહેવું. કોઇને પરાભવ કરવાના પરિણામ કરી અનીતિથી કોઇ કામનો આરંભ કરવો નહિ.

૨૧ ગુણી પુરુષોનો આદર કરવો-તેમનું બહુમાન કરવું.

૨૨ રાજાપ્રજાએ નિષેધ કરેલા દેશકાળનો ત્યાગ કરવો.

૨૩ પોતાની શક્તિને અનુસરીને કામનો આરંભ કરવો.

૨૪ પોષણ કરવા યોગ્ય માતાપિતા, સ્ત્રી, પુત્રાદિકનું ભરણપોષણ કરવું.

૨૫ વ્રતને વિષે રહેલા તથા જ્ઞાને કરી મોટા એવા પુરુષોને સેવવા.

૨૬ દીર્ઘદર્શી—જે કોઇ કામ કરવું તેમાં લાંબી દૃષ્ટિ ફેરવી તેનાં શુભાશુભ ફળની તપાસ કરીને કરવું.

૨૭ વિશેષજ્ઞ—દરેક વસ્તુનો તફાવત સમજી પોતાના આત્માના ગુણ-દોષનો તપાસ રાખવો.

૨૮ કૃતજ્ઞ ( કર્યાં કામનો જાણ )—કરેલ ઉપકારને ન ભૂલવો.-સમજવો.

૨૯ લોકપ્રિય—વિનયાદિ ગુણે કરી લોકપ્રિય થવું.

૩૦ લજજાળુ ( લાજવાળો )—લાજ મર્યાદામાં રહેવું.

૩૧ દયાળુ—દયાભાવ રાખવો.

૩૨ સુંદર આકૃતિવાન—ક્રૂર આકૃતિનો ત્યાગ કરી શરીરનો સુંદર આકાર ધારવો.

૩૩ પરોપકારી—પરને ઉપકારી થવું.

૩૪ અંતરંગારિજિત્—કામ, ક્રોધ, લોભ, માન, મદ તથા હર્ષ એ છ અંતરંગ વેરીને જીતવા.

૩૫ વશીકૃતેંદ્રિય ગ્રામ—ઇંદ્રિયોના સમૂહને વશ કરવો-સર્વે ઇંદ્રિયોને વશ કરવાનો અભ્યાસ કરવો તેને વશ ન થવું.

# સામાયિક માહાત્મ્ય

## સામાયિકનાં આઠ નામ અને તે પર દષ્ટાંત

सामाइयं समइयं, सम्मंवाओ समास संखेवो ।
अणवज्ज य परिण्णा, पच्चक्खाणोय ते अट्ठा ॥

અર્થ—સામાયિક, સમયિક, સમવાદ, સમાસ, સંક્ષેપ, અનવદ્ય પરિજ્ઞા અને પ્રત્યાખ્યાન એમ આઠ નામ સામાયિકનાં છે, તે દરેકના અર્થ નીચે પ્રમાણેઃ-

૧ સામાયિક-સમતા ભાવ રાખવો તે.

૨ સમયિક-મયા એટલે દયાથી સહિત એટલે સર્વ જીવ ઉપર દયાભાવ રાખવો તે.

૩ સમવાદ-સમ તે રાગ-દ્વેષ છાંડીને યથાવસ્થિત વચન બોલવું તે.

૪ સમાસ-થોડા જ અક્ષરમાં તત્ત્વ જાણવું તે.

૫ સંક્ષેપ-થોડા જ અક્ષરમાં કર્મનાશ થાય એવો દ્વાદશાંગીનો ઘણો અર્થ વિચારવો તે.

૬ અનવદ્ય-અવદ્ય એટલે પાપ વગરનું કાર્ય આદરવું તે.

૭ પરિજ્ઞા-જે સામાયિકમાં તત્ત્વનું જાણપણું હોય તે.

૮ પ્રત્યાખ્યાન-પરિહરેલી એટલે નિષેધ કરેલી વસ્તુનો ત્યાગ કરવો તે, આદરવી નહિ તે.

આ આઠ પર્યાયમાંના દરેક ઉપર એકેક કથા છે, તે કથા ઉત્તમ દષ્ટાંતરૂપે હોવાથી પર્યાયનો ખરો અર્થ સારી રીતે સમજાશે. તે કથાઓની ગાથા નીચે પ્રમાણે છે —

दमदंते मेअज्जे कालय पुत्था चिलाइपुते य ।
धम्मरुइ इला तेइली सामाइय अट्ठुदाहरणा ॥

અર્થ—૧ દમદંત રાજા, ૨ મેતાર્ય મુનિ, ૩ કાલકાચાર્ય, ૪ ચિલાતીપુત્ર, ૫ લૌકિકાચાર પંડિતો,[1] ૬ ધર્મરુચિ અણુગાર, ૭ ઇલાચી કુમાર અને ૮ તેતલીપુત્ર એમ સામાયક ઉપર આઠ ઉદાહરણ છે.

## ૧ સમભાવ–સામાયિક ઉપર દૃષ્ટાંત

હસ્તિશીર્ષ નામના નગરમાં દમદંત રાજા રાજ્ય કરે છે. ત્યાં એકદા હસ્તિનાપુરના સ્વામી પાંડવ–કૌરવની સાથે સીમાડાના રાજાની મોટી વઢવાડ થઇ. આ વખતે દમદંત રાજા જરાસંધ રાજાની સેવા કરવા ગયો હતો તેથી તેની ગેરહાજરીનો લાભ લઇ પાંડવ–કૌરવે દમદંત રાજાનો દેશ ઉજ્જડ કર્યો. આ વાત સાંભળી દમદંત રાજા મોટું લશ્કર લઇ હસ્તિનાપુર લડવા આવ્યો. મોટો સંગ્રામ થતાં દૈવવશાત્ પાંડવ–કૌરવ હારીને નાશી ગયા અને દમદંત રાજા જીત કરી પોતાના દેશમાં આવ્યો. એક વખતે રાજા ગોખમાં બેઠો હતો ત્યારે પંચવર્ણી વાદળાનું સ્વરૂપ વિચારતાં મનમાં વૈરાગ્ય થયો કે આ સંસાર પણ પવન વાતો હોય તે સમયના વાદળ સમાન ક્ષણિક–અસાર છે. એથી તુરત પ્રત્યેકબુધ્ધની પેઠે દીક્ષા લીધી. પછી તે એક ગામથી બીજે ગામ વિહાર કરતા કરતા એક દિવસે હસ્તિનાપુર નગરની બહાર આવી કાયોત્સર્ગ ધ્યાને ઊભા રહ્યા. એટલામાં રાજવાડીમાં જતાં રસ્તામાં પાંડવોએ દમદંત મુનિરાજને કાઉસગ્ગમાં ઊભા દીઠા. તે વખતે લોકોના મુખથી 'એ દમદંત રાજા છે' એમ જાણીને પાંડવોએ ઘોડા ઉપરથી

---

૧ ગાથામા પુત્થા શબ્દે ચાર પ્રકારના પુસ્તક–ગ્રંથવાળા પંડિતો કહ્યા છે. અર્થમાં તેનું દૃષ્ટાંત ચોથાને બદલે પાંચમું લખ્યું છે. આગળ દૃષ્ટાંત પણ પાંચમું છે.

નીચે ઉતરી, શુભભાવે ત્રણ પ્રદક્ષિણા દઇ મુનિશ્રીને વંદન કર્યું, અને ત્યારપછી તે મુનિનું રાજ્યાવસ્થા વખતનું બળ અને અત્યારનું ચારિત્રબળ જોઇને તેમની સ્તુતિ કરી તેઓ રાજવાડીમાં ગયા. પાછળથી કારવો આવ્યા, તે વખતે તેમાંના મોટા દુર્યોધને તે મુનિને તિરસ્કારપૂર્વક માઠાં વચન ઉચ્ચારીને તેમના સામું એક બીજોરૂં (ફળ) ફેંક્યું. રાજાનું જોઇને સાથે બીજા સૈનિક અને લોકોએ પણ મુનિની સામે લાકડાં તથા પથરા ફેંકીને તે મુનિની ચારે તરફ એક ઓટલા જેવું કરી દીધું. મુનિનું શરીર ઢંકાઈ ગયું. પાંડવો રાજવાડીમાંથી પાછા ફરતાં જુએ છે તો મુનિ ઢંકાઇ જવાથી દેખાયા નહિ, એટલે લોકોને પૂછવા લાગ્યા કે ' અહિંથી મુનિ કયાં ગયા ? ' લોકોએ કૌરવોની દુશ્ચેષ્ટા કહી સંભળાવી. ત્યારે પાંડવોએ તુરત સેવકોને કહી લાકડાં, પથરા વગેરે કઢાવી નંખાવી મુનિરાજને બહાર કાઢી નમસ્કાર કર્યો અને પછી પોતાને સ્થાનકે ગયા. મુનિરાજને પાંડવો તરફથી માન મળ્યું અને કૌરવો તરફથી અપમાન મળ્યું તો પણ ઉક્ત મુનિશ્રીએ બંને ઉપર સમપરિણામ રાખ્યો.

---

## ૨ સમયિક–સામાયિક–દયાભાવ ઉપર દૃષ્ટાંત

શ્રાવસ્તિ નગરીમાં યજ્ઞદત્ત નામે બ્રાહ્મણ વસતો હતો. તેણે વૈરાગ્યથી દીક્ષા લીધી, પણ દીક્ષા પાળતા સતા કુળના મદનો ત્યાગ કરી શકયો નહિ. તે મરણ પામી દેવતા થયો અને ત્યાંથી ચ્યવી રાજગૃહી નગરીમાં કુળમદના યોગથી ચાંડાળના કુળમાં આવીને ઉપજ્યો. જયારે તે ચાંડાલણીથકી જન્મ્યો. ત્યારે તે જ નગરીમાં ધનદત્ત શેઠની સ્ત્રીને છોકરાં આવતાં તે મરેલાં અવતરતાં તેથી પોતાને સંતાન ન હોવાથી ગુપ્તપણે ચાંડાલણીએ આવી, દ્રવ્ય લઇ પોતાનો પુત્ર શેઠને આપ્યો. શેઠે લઇ લીધો. પછી તે છોકરો અનુક્રમે શેઠને ઘેર મોટો થયો અને નામ

મેતાર્ય પાડ્યું. જુવાન થતાં વણિકની આઠ કન્યા અને શ્રેણિક રાજાની પણ એક કન્યા પરણ્યો. બાર વરસ સુધી દેવનાં જેવાં સુખ ભોગવી, દેવતાના વચનથી પ્રતિબોધ પામી શ્રી મહાવીરસ્વામી પાસે દીક્ષા લીધી. પછી ઘણા દેશમાં વિહાર કરતાં એકદા રાજગૃહ નગરમાં સોનીને ઘેર આહાર લેવા આવ્યા. સોનીએ શ્રેણિક રાજાને માટે દેવપૂજા સારૂ એક સો આઠ સોનાના યવ ઘડીને મૂક્યા હતા, તેને સોની આહાર લેવા ઘરમાં ગયો તેટલામાં ક્રૌંચ પક્ષી આવી દાણાની ભ્રાંતિથી ખાઇને ભીંત ઉપર જઇને બેઠો. પેટમાં ભાર થવાથી ઊડી શક્યો નહિ. સોની સાધુને માટે શુદ્ધ આહાર લઇ ઘરથી બહાર આવ્યો અને જુવે છે તો ત્યાં સોનાનો એક પણ યવ દીઠો નહિ. ત્યારે તેણે સાધુને ચોર જાણી પૂછ્યું. 'અહીં જવ પડ્યા હતા તે કોણ લઈ ગયું ?' ત્યારે સાધુએ વિચાર્યું કે 'ક્રૌંચ પક્ષીએ ખાધા છે' એવું જો હું એને કહીશ તો એ મારા વચનથી તે પક્ષીને મારી નાંખશે' તેથી પોતે મૌન રહ્યા. સોનીને ક્રોધ ચડ્યો અને લીલી વાધરથી મુનિનું માથું વીંટી તેમને તડકે ઊભા રાખ્યા. આની વેદનાથી મુનિની આંખો નીકળી પડી તેથી ઘણી જ વેદના થઇ, પણ મનમાં લેશમાત્ર દ્વેષભાવ આણ્યો નહિ. શુક્લધ્યાને ચઢતાં અંતકૃતકેવળી થઈ મોક્ષે ગયા. આ રીતે પ્રાણાંત કષ્ટ પડે તો પણ મુનિ મનમાં જીવદયા જ ધારે પણ શરીરની કંઇ પણ દરકાર ન કરે–એ સમયિક સામાયિક.

મુનિ કાળધર્મ પામ્યા પછી એક કઠિયારે લાકડાનો ભારો ત્યા પછાડ્યો, તેમાંથી એક ચીર ઊડીને તીરની જેમ પેલા પક્ષીને વાગી તેથી તેણે જવ વમી નાખ્યા. તે જોઈ સોનીને રાજભય લાગ્યો એટલે તે મુનિવેષ લઇ ચાલી નીકળ્યો.

## ૩ સમવાદ–સામાયિક ઉપર દૃષ્ટાંત

તુરમણિ નામની નગરીમાં કુંભ નામે રાજા હતો. તેને દત્ત નામનો પુરોહિત હતો. તે કાલિકાચાર્યનો ભાણેજ હતો. તે દત્ત પુરોહિતે પોતાના સ્વામી કુંભ રાજાને બળથી બાંધી બંધીખાને નાંખ્યો અને પોતે રાજ્ય ભોગવવા લાગ્યો. અનુક્રમે એ જ નગરીમાં કાલિકાચાર્ય આવી ચોમાસું રહ્યા. તે વખતે દત્ત પુરોહિત પોતાની માતાની પ્રેરણાથી ઉન્મત્તપણાએ આચાર્યને વાંદવા ગયો. ત્યાં જઇ ધર્મની ઇર્ષ્યાથી અને ક્રોધથી ગુરુને પૂછ્યું કે 'હે મહારાજ! યજ્ઞ કરવાથી શું ફળ થાય ? તે કહો.' તે વખતે ગુરુએ ધૈર્ય રાખીને કહ્યું કે 'યજ્ઞમાં હિંસા થાય છે અને હિંસાનું ફળ નરકપ્રાપ્તિ છે.' દત્ત બોલ્યો 'હે મહારાજ! એની સાબિતી કઇ રીતે થઇ શકે ?' ગુરુએ ઉત્તર આપ્યો કે 'આજથી સાતમે દિવસે તને કુતરા ખાશે અને તું લોઢાની કુંભીમાં પચીશ.' દત્તે ફરી પૂછ્યું કે 'મહારાજ ! તે કેમ મનાય?' ગુરુએ કહ્યું 'તે દિવસે અકસ્માત તારા મુખમાં વિષ્ટા પડશે. આ મારી કહેલી વાત ખરી પડે તો તું સમજજે કે નરકે જવાની વાત પણ ખરી છે.' આ સાંભળી ક્રોધ ચડાવી દત્તે ગુરુને પૂછ્યું કે 'હે મહારાજ ! તમે કેવી રીતે મરશો ? અને મરીને કયાં જશો ?' ગુરુએ કહ્યું 'હું સમાધિમરણ પામી દેવલોકમાં જઇશ.' આ સાંભળી દત્ત હુંકારો કરતો થકો આચાર્યની પાસે સીપાઇઓની ચોકી મૂકીને પોતે ઘેર જઇ અંતઃપુરમાં છાની રીતે ભરાઇ બેઠો. પછી મતિના ભ્રમથી સાતમા દિવસને આઠમો દિવસ ગણતો વિચારે છે કે 'ગુરુના કહેવા પ્રમાણે સાત દિવસ પૂરા થયા અને મને કાંઇ ન થયું; માટે હું આચાર્યના પ્રાણ લઇ મન શાંત કરું.' આમ વિચારી ઘરથી બહાર નીકળ્યો.

હવે કોઈ એક માળીએ તે નગરીમાં પેસતાં કાર્યાકુળતાથી

પેટના શૂળથી પીડાતા થકા રાજમાર્ગમાં જ લઘુનીતિ વડીનીતિ કરી ઉપર ફૂલ ઢાંકી દીધાં. આ રાજમાર્ગે દત્ત પુરોહિતે ચાલવા માંડયું, એવામાં દત્તના ઘોડાનો પગ તે માળીની વિષ્ટા ઉપર પડ્યો, તેથી વિષ્ટા ઉછળીને દત્તના મુખમાં પડી. તે વિષ્ટાના સ્વાદથી આચાર્યના વચન ઉપર ચમત્કાર પામતો 'આજે સાતમો દિવસ જ છે કે શું ? ' એવું સમજીને પોતે ઘોડો પાછો અંતઃપુર તરફ વાળ્યો. એટલામાં તેના અત્યંત દુરાચારથી ખેદ પામેલા એવા જે પ્રથમના મહેતા મુત્સદ્દી હતા તેમણે જઇ કુંભ રાજાને અંધીખાનામાંથી બહાર કાઢીને રાજગાદી ઉપર બેસાડ્યો અને દત્ત પુરોહિતને છળથી બાંધી લઇ કુંભ રાજાને સોંપી દીધો. રાજાએ તેને કુંભીમાં ઘાલી તેની નીચે અગ્નિ સળગાવી, પછી કુતરાને મોકલી તેની કદર્થના કરાવી. આવી રીતે દત્ત મરણ પામીને નરકે ગયો. કુંભ રાજાએ આચાર્યને ઘણું સન્માન દીધું અને નગરમાં લોકો પ્રશંસા કરવા લાગ્યા. આ રીતે સત્ય વચન ઉપર કાલિકાચાર્યનું દષ્ટાંત.

---

## ૪. સમાસ–સામાયિક ઉપર ચિલાતીપુત્રનું દષ્ટાંત

રાજગૃહી નગરીમાં ધનદત્ત નામે વ્યવહારી ( વાણીઓ ) વસતો હતો. તેને ચાર પુત્ર અને પાંચમી સુસમા નામની પુત્રી હતી. તેને ઘેર ચિલાતીપુત્ર નામે દાસ (નોકર) હતો. તે નિત્ય સુસમા પુત્રીને રમાડતો. એમ કરતાં એક દિવસ સુસમા કન્યાની સાથે તે દાસને દુરાચાર કરતો દેખીને શેઠે તેને ઘરની બહાર કાઢી મૂકયો. ચિલાતીપુત્ર જઇને એક ચોરની પલ્લીને વિષે રહ્યો. ત્યાં તે પાંચ સો ચોરનો સ્વામી થયો. એક દિવસ ઘણા ચોરોને સાથે લઇને ચિલાતીપુત્ર રાજગૃહી નગરીમાં આવી ધનદત્ત શેઠના ઘરમાં ચોરી કરવા પેઠો અને

સુસમા કન્યાનું તથા ધનનું હરણ કરી બહાર નીકળ્યો. શેઠને ખબર પડતાં પોતે ચાર પુત્રને લઇને તેની પાછળ દોડયો, અને નગરનો કોટવાલ પણ દોડતો દોડતો પાછળ ગયો. આગળ ચાલતાં માર્ગ કાપતાં શેઠ નજીક પહોંચ્યા કે ચોરે ડરથી સુસમા કન્યાનું માથું તલવારથી કાપી નાખીને તેના ધડને ત્યાં નાખી દીધું. શેઠ ચિલાતીપુત્રનું આવું ભયંકર કામ જોઇને પાછો ફર્યો. હવે ચિલાતીપુત્ર એક હાથમાં માથું અને બીજા હાથમાં લોહીથી ખરડાયેલ તલવાર લઇને ભયંકર રૂપે પર્વત ઉપર ચઢી ગયો. ત્યાં માર્ગમાં કોઇ મુનિરાજને કાયોત્સર્ગ ધ્યાનમાં ઊભા જોઇને ચિલાતીપુત્ર બોલ્યો-' અરે મુંડા! તું મને ધર્મ કહે, નહિ તો હું આ ખડ્ગથી તારું પણ માથું કાપી નાંખીશ.' આ સાંભળી મુનિરાજ પણ તેનું તેવું સ્વરૂપ જોઈ 'उवसम विवेग संवर' એ પદ કહી આકાશમાં ઊડી ગયા. ચિલાતીપુત્ર તે ત્રણ શબ્દનો અર્થ વિચારવા લાગ્યો(૧)ઉપશમ એટલે ઉદય પામેલા ક્રોધનું ઉપશમન. (૨) વિવેક એટલે કૃત્ય અને અકૃત્યનું વિવેચન-ભેદ, અને (૩) સંવર એટલે રૂડે પ્રકારે કર્મના આસ્રવનું નિવારણ કરવું. આ પ્રમાણે એ ત્રણ પદનો અર્થ વિચારતાં તેમાંનો એક પણ ગુણ તેણે પોતાના આત્મામાં જોયો નહિ. એટલે કન્યાનું મસ્તક તથા ખડ્ગને વેગળાં મૂકી, સમ પરિણામ આદરીને ઊડી ગયેલા મુનિરાજના જ્યાં પગલા હતા ત્ય પોતાના પગ મૂકીને કાઉસગ્ગ ધ્યાને ઊભો રહ્યો. ત્યાં લોહીના ગંધથી કીડીઓ તથા ધીમેલો આવી તેને કરડવા લાગી અને સર્વ શરીર ચાલણી માફક કરી નાખ્યું તો પણ સમતા પરિણામ ચાલુ જ રાખ્યા. શુભ ધ્યાન ધ્યાવતાં ત્રીજે દિવસે કાળ કરીને તે દેવલોકે ગયો. આવી રીતે થોડા અક્ષરમાં ઘણું તત્ત્વ જાણવું તદ્રૂપ સમાસ-સામાયિક ઉપર ચિલાતાપુત્રનું દૃષ્ટાંત.

## ૫. સંક્ષેપ સામાયિક પર દૃષ્ટાંત

વસંતપુરમાં જિતશત્રુ નામે રાજા હતો. તેને એક દિવસ શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા થઇ. ચાર પંડિતોને બોલાવી શાસ્ત્ર સંભળાવવાનું કહ્યું. પંડિતોએ કહ્યું કે 'શાસ્ત્રો અમારી પાસે હાજર છે. રાજાએ કહ્યું 'તમારી પાસે કેટલા પ્રમાણવાળું શાસ્ત્ર છે?' ત્યારે પંડિતોએ કહ્યું કે-'અમારી ચારની પાસે મળીને ચાર લાખ શ્લોક પ્રમાણ છે.' રાજાએ કહ્યું 'એટલું બધું શાસ્ત્ર સાંભળવાની મને ફુરસદ નથી માટે એકેક પદમાં તેનો સાર સમાવીને મને કહો.' ત્યારે ચારે પંડિતોએ સારભૂત માત્ર ચાર પદનો એક શ્લોક બનાવીને રાજાને કહ્યો, તે આ પ્રમાણે:—

जीर्णभोजनमात्रेयः, कपिलः प्राणिनां दया ।
बृहस्पतिरविश्वासः, पंचालः स्त्रीषु मार्दवम् ॥

અર્થ—આત્રેય એમ કહે છે કે 'જીર્ણ ભોજન એટલે પ્રથમનો કરેલો આહાર પચી જાય ત્યારપછી બીજો આહાર કરવો, એ વૈદ્યક ગ્રંથનો સાર છે.' કપિલ એમ કહે છે કે 'સર્વ જીવની ઉપર દયા રાખવી, એ ધર્મશાસ્ત્રનો પરમાર્થ છે.' બૃહસ્પતિ એમ કહે છે કે 'કોઇનો વિશ્વાસ રાખવો નહિ, એ ન્યાયશાસ્ત્રનો સાર છે.' અને પંચાલ એમ કહે છે કે 'સ્ત્રી જાતિ ઉપર કોમળ સ્વભાવ રાખવો પણ સ્ત્રીનો અંત લેવો નહિ, એ કામશાસ્ત્રનું રહસ્ય છે.'

આમ લૌકિક ચાર પંડિતોના દૃષ્ટાંતથી અક્ષર થોડા છતાં રહસ્ય ઘણું સમજાય એવી રીતે દ્વાદશાંગીનું સારરૂપ તત્ત્વ જાણવું તે સંક્ષેપ-સામાયિક.

---

## ૬. અનવદ્ય સામાયિક પર ધર્મરુચિનુ દષ્ટાંત

એક સમયે ધર્મઘોષ આચાર્યના શિષ્ય ધર્મરુચિ નામે સાધુ માસખમણના પારણે નગરમાં આહાર અર્થે ફરતા ફરતા રોહિણી નામે બ્રાહ્મણીને ઘેર આવ્યા. રોહિણીએ કડવી તુંબડીનું શાક કર્યું હતું, તેને વિષ સમાન જાણીને ધર્મના દ્વેષથી સાધુને વહોરાવી દીધું. સાધુએ સ્વસ્થાનકે જઇ ગુરુને બતાવ્યુ. ગુરુએ ગંધથી જ વિષમય જાણી સાધુને કહ્યું કે 'એ આહાર નિરવદ્ય સ્થાને જઇને પરઠવી આવો.' ત્યારે ધર્મરુચિ સાધુએ પણ નિરવદ્ય સ્થાને જઇને પાત્ર ધરતી પર મૂકયું. તે મૂકતાં જ તેમાંથી છાંટો બહાર પડયો.તેની પર કીડીઓ વળગી અને મરણ પામી. આ જાણી પાપથી ભય પામેલા તે મુનિએ સર્વ જીવાયોનિને ખમાવી, ત્યાં જ બેસી પોતાના શરીરને સૌથી નિરવદ્ય સ્થાન ગણી કડવી તુંબડીના શાકનું ભોજન કર્યું, એટલે તરતજ તેનું વિષ શરીરમાં પસર્યું. તેથી સમાધિમરણ પામી તે દેવતાપણે ઉપજયા. આ રીતે નિષ્પાપ-નિરવદ્ય આચરણરૂપ અનવદ્ય-સામાયિક જાણવું.

---

## ૭. પરિજ્ઞા-સામાયિક પર ઇલાપુત્રનું દષ્ટાંત

ઇલાવર્ધન નગરમાં ધનદત્ત નામનો શેઠ વસતો હતો, તેને ધનવતી નામની સ્ત્રી હતી. બંનેને ઇલાદેવીની સેવા કરતાં એક પુત્ર થયો તે પરથી ઇલા ( ઇલાચી ) પુત્ર તેનું નામ પાડયું. એક દિવસ તે નગરમાં નાટકીયા રમવા આવ્યા. તેના ટોળામાં એક નટવાની પુત્રી મહાસ્વરૂપવાન્ હતી તેને જોઇને પૂર્વભવના સ્નેહથી તેની ઉપર ઇલાપુત્ર મોહ પામ્યો. પછી તત્કાળ પોતાને ઘેર આવી તે પોતાના પિતાને કહેવા લાગ્યો કે ' હે પિતાજી ! મને આ નાટકીઆની પુત્રી પરણાવો, નહિ તો

હું મરણુ પામીશ પણુ બીજી કન્યાને નહિ પરણું.' પિતાએ કહ્યું-'હે પુત્ર! એ નીચ જાતિ છે. અમે તને ઉત્તમ વ્યવહારીયાની રૂપવંત કન્યા પરણાવશું.' આમ ઘણું સમજાવવા છતાં પુત્ર કોઇ રીતે માન્યો નહિ તેથી શેઠે નટ પાસે જઇ તેની પુત્રીનું માણું કર્યું. નટે કહ્યું 'અમારી નાચવાની કળા શીખી તે કળાવડે દ્રવ્ય એકઠું કરી અમારી નાતને જે પોષે તેને અમે અમારી બેટી પરણાવીએ.' આ વાત પિતાએ ઇલાપુત્રને કહેતાં તે પુત્રે અંગીકાર કરી. હઠથી ઘરમાંથી નીકળી, નટોની સાથે જઇ, નટ બની, સર્વકળા શીખી હુશિયાર થયો. પછી કેટલેક કાળે નટવા સાથે બેનાતટ નગરે ગયો. ત્યાંના રાજાને પોતાની કળા દેખાડવા સારુ વાંસ ઉપર ચઢી અનેક તરેહની રમત રમવા લાગ્યો, જ્યારે નીચે નાટકીયાની પુત્રી વાંસની પાછળ ઊભી રહી ગીત ગાતી ગાતી ઢોલ વગાડતી હતી. એટલામાં રાજા તે નટની પુત્રીનું રૂપ દેખી મોહ પામ્યો; તેથી તે મનમાં વિચારે છે કે-' આ નટવો વાંસ ઉપરથી જો નીચે પડી મરણુ પામે તો આ નટડીને હું મારા અંતઃપુરમાં લઇ જાઉં.' હવે ઇલાપુત્રે વાંસ ઉપરથી ઉતરીને રાજાને સલામ કરી દાન માગવા માંડ્યું ત્યારે રાજાએ કહ્યું કે 'તારું નાટક બરાબર મેં જોયું નહિ, માટે તું ફરીથી વાંસ ઉપર ચડ.' એમ ત્રણુ વાર તેને નાટક કરવા રાજાએ વાંસ પર ચડાવ્યો. એવા અવસરે એક મુનિરાજે આહારને વાસ્તે કોઇ એક ભાગ્યવંત શેઠને ઘેર આવી ધર્મલાભ દીધો ત્યારે તે શેઠની રંભા સરખી રૂપવંત સ્ત્રી સર્વ શણુગારથી શોભિત હતી તે ઊઠીને રૂડા ભાવથી સાધુને વંદના કરી મોદકનો થાલ ભરી વ્હોરાવે છે, અને સાધુ પણુ નીચી દૃષ્ટિ રાખી આહાર વ્હોરે છે; પરંતુ તે સ્ત્રીની સામે લેશમાત્ર નજર કરતા નથી. આવું મહામુનિરાજનું સ્વરૂપ

વાંસ ઉપર ચડેલા ઇલાપુત્રે જોયું ત્યારે પોતે મનમાં વિચારવા લાગ્યો કે 'અહો ! હું મોહજાળમાં પડ્યો, પણ મારો તો એકે અર્થ સર્યો નહિ.' આમ વૈરાગ્ય આણી અનિત્યભાવના ભાવતો ઘાતીકર્મનો ક્ષય કરી વાંસ ને વાંસ ઉપર કેવળજ્ઞાન પામ્યો. આ વખતે દેવતાએ કેવળજ્ઞાનનો મહોત્સવ કર્યો. વાંસની લાકડીનું સિંહાસન બની ગયું. આવું દિવ્ય સિંહાસન જોઇ રાજાદિક નટવા નટડી સર્વ પ્રતિબોધ પામ્યા. આ રીતે પરિજ્ઞા–સામાયિક પર ઇલાપુત્રનું દૃષ્ટાંત.

## ૮. પ્રત્યાખ્યાન સામાયિક પર તેતલીપુત્રનું દૃષ્ટાંત.

તેતલીપુર નગરમાં કનકકેતુ નામે રાજા હતો. તે રાજ્યના લોભથી પોતાને જેટલા પુત્ર થાય તેને તરતજ મારી નાંખતો હતો. આ રાજાને તેતલીપુત્ર નામે મહેતો હતો, તેને પોટિલા નામે ઘણી પ્રિય સ્ત્રી હતી. એકદા પોતાની પોટિલા સ્ત્રીને અણમાનીતી કરી, તેથી તેને બોલાવેચલાવે નહિ. એક દિવસે તેને ઘેર કોઇ સાધ્વી આહારને અર્થે આવ્યા ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે–'હે સાધ્વીજી ! મારા ભર્ત્તારને વશ કરવાનો ઉપાય બતાવો.' સાધ્વીજીએ કહ્યું 'ધર્મસેવન કરો જેથી તમારા મનોરથ ફળશે.' પોટિલાએ સંસારથી વિરક્ત થઇ વૈરાગ્ય પામી પોતાના સ્વામી પાસે દીક્ષા લેવાની આજ્ઞા માંગી. ત્યારે તેણીને મહેતાએ કહ્યું કે–'તું સાધુપણું પાળી, દેવતાની ગતિ પામી જો મને પ્રતિબોધ દેવા આવે તો હું દીક્ષા લેવાની તને આજ્ઞા આપું.' પોટિલાએ તે કબૂલ કર્યું. દીક્ષા લઇ પંચમહાવ્રત આદર્યાં. એવી રીતે શુદ્ધ મનથી ચારિત્ર પાળી સમાધિથી કાળધર્મ પામી દેવતાપણે ઉપજી. હવે મહેતાએ રાજાની રાણી સાથે મળીને રાજાના એક પુત્રને જન્મથકી જ છાનો રાખ્યો અને તેને પોતાને ઘેર મોટો કરી સર્વ કળા શીખવી હોશયાર કર્યો. આમ કરતાં

કેટલેક દિવસે તે કનકકેતુ રાજા મરણ પામ્યો. તે વખતે મહેતાએ કનકધ્વજ કુમારને રાજગાદીએ બેસાડ્યો અને રાજકાજ સર્વ પોતાના હાથમાં લીધું. અહીં રાજકાજમાં મગ્ન થયો થકો તે મહેતો ધર્મ કરવાની વાત ભૂલી ગયો. તે અવસરે પોટિલાનો જીવ જે દેવપણે ઉપજ્યો હતો તેણે મહેતાનું એવું સ્વરૂપ જોઇને પ્રતિબોધવા સારુ રાજાદિક સર્વ લોકનું મન મહેતા ઉપરથી ઉતારી નાંખ્યું. પ્રભાતે મહેતો રાજાની સભામાં ગયો. રાજાને સલામ કરી ત્યારે રાજાએ મોઢું આડું ફેરવ્યું, તેથી સભામાં કોઇએ પણ મહેતાને બોલાવ્યો નહિ. તે જોઈ મહેતાએ જાણ્યું કે-'આજ મારી ઉપર રાજા રીસાયો છે.' પછી પોતાને ઘેર આવીને મરવાના અનેક ઉપાય કરવા માંડ્યા પણ દેવતાએ સર્વ નિષ્ફળ કરી નાંખ્યા ત્યારે તે મનમાં વિલખો થયો. તે વખતે દેવતા પ્રગટ થઇને તેને કહેવા લાગ્યો કે 'અરે મહેતા ! સંસારનું સ્વરૂપ એવું છે, કોઇ કોઇનું નથી. સૌ કોઇ સ્વાર્થનાં સગાં છે.' ઇત્યાદિ દેવતાનાં વચન સાંભળી પ્રધાન પ્રતિબોધ પામ્યો. દેવતા પોતાને સ્થાનકે ગયો. મહેતાએ પણ સંસાર અસાર જાણી સર્વ ઋદ્ધિ છાંડીને દીક્ષા લીધી. સાધુપણું પાળતાં દુષ્કર તપ કરી સર્વ પાપ ટાળી કેવળજ્ઞાન પામ્યા. આ રીતે પ્રત્યાખ્યાન એટલે પરિહરવા યોગ્ય વસ્તુનો ત્યાગ કરવારૂપ સામાયિક પર તેતલીપુત્રનું દૃષ્ટાંત.



# જૈનધર્મનીતિ

સવાલ—નીતિ એટલે શું ? અને તેનો ધર્મની સાથે શો સંબંધ છે ?

જવાબ—નીતિ એટલે લાંબા અને ઘણા પાકા અનુભવથી ઘડવામાં આવેલો જગતમાત્રને કલ્યાણકારી ઉત્તમ માર્ગ. આ માર્ગ બિનતકરારી અને સર્વ પ્રજાઓને પ્રિય હોય છે, તથા સર્વ ધર્મોમાં તે માન્ય હોય છે. નીતિ એ ધર્મનો પાયો છે* અને ધર્મ તે એના પર ચણેલી ઇમારત છે અથવા નીતિ એ સડક છે અને ધર્મ એ તેની બન્ને બાજુ જડી લીધેલો કઠેડો છે. નીતિ વિનાનો ધર્મ નકામો થઇ પડે છે.

સવાલ—નીતિમાન અને અનીતિમાન કાર્ય કયા અને અને તે આપણે કેવી રીતે જાણીએ ?

જવાબ—પવિત્ર મહાત્માઓના ઉપદેશથી તથા આપણી વિચાર કરવાની શક્તિથી તેમજ આપણા અંતઃકરણની માગણીથી, આપણે નીતિ અને અનીતિ વચ્ચે વિવેક કરી શકીએ છીએ, તોપણ બાળપણમાં તો આપણને જેવું શીખવવામાં આવે તેવું વર્ત્તન આપણે રાખવું જોઇએ. જ્યારે આપણે મોટા થઈશું ત્યારે કેટલાક કાર્ય નીતિમાન તથા કેટલાક અનીતિમાન કેમ છે તે વધારે સારી રીતે સમજી શકીશું અને કેટલીક સહેલી વાતો તો હમણાં પણ આપણે સમજી શકીએ છીએ.

---

* " Morality is the mathematics of religion. "

સવાલ—નીતિ પાળવાથી શો લાભ થાય છે ?

જવાબ—નીતિ પાળવાથી આપણી પોતાની, આપણા ધર્મની, આપણા દેશની તથા આપણી પ્રજાની ઉન્નતિ થઇ શકે છે. જે પ્રજા નીતિથી ભ્રષ્ટ થાય છે તે અહીંઆ પણ દુ:ખી થાય છે અને પુનર્જન્મમાં વિશેષ દુઃખી થવાની એમ સમજવું.

સવાલ—જગતનું કલ્યાણ સાધી શકાય તેટલા માટે પવિત્ર મહાત્માઓએ કયા અતિસુગમ નિયમ આપ્યા છે ?

જવાબ—(૧) જે આપણને નહી ગમે તે બીજા પ્રત્યે પણ નહી કરવું (૨) જે આપણને ગમતું હોય તેવું જ બીજા પ્રત્યે વર્ત્તન રાખવું (૩) બીજાએ આપણું ભૂંડું કર્યું તો પણ આપણે તેનું ભલું જ કરવું. જે કોઇ છોકરા કે છોકરી આ નિયમો પાળશે તે અવશ્ય નીતિમાન થશે.

સવાલ—આ નિયમ બાબત વધુ સમજ પાડવી જરૂરી છે માટે પહેલો નિયમ સમજાવો.

જવાબ—કોઇ આપણને મારે કે દુઃખ આપે તે આપણને ગમતું નથી. કોઈ આપણી નિંદા કરે કે આપણને ગાળો ભાડે તો તે આપણને ગમતું નથી. ત્યારે પહેલા નિયમ પ્રમાણે આપણે કોઇને મારવું કે દુઃખ આપવું નહી, કોઇની નિંદા કરવી નહીં, કોઇને ગાળો ભાંડવી નહીં, કોઈનું અપમાન કરવું નહીં અને કોઇની સાથે દગો કે લુચ્ચાઇ કરવી નહીં. આ પ્રમાણે તમામ વાત જાણી લેવી.

સવાલ—બીજો નિયમ સમજાવો.

જવાબ—બીજા આપણને સુખ આપે, મીઠાં વચન કહે અને આપણી સંઘાતે માયાળુપણાથી વર્ત્તે તો આપણને તે

ગમે છે, એટલે બીજા નિયમ પ્રમાણે બીજાને સુખ દેવું, તેની સાથે મીઠાં વચન બોલવાં, તથા તેની સાથે માયાળુપણે વર્તવું.

સવાલ—ત્રીજો નિયમ સમજાવો.

જવાબ—ત્રીજા નિયમ પ્રમાણે જ્યારે કોઇ આપણા તરફ ગુસ્સે થાય ત્યારે આપણે તેના તરફ ક્ષમા રાખવી અને નમ્રતાથી જવાબ આપવો. તેમજ કોઇ આપણી સાથે નિર્દયતાથી વર્તે તો પણ આપણે તેની સાથે પ્રેમભાવથી વર્તવું. આ રીતે તમામ બાબતો વિષે સમજી લેવું. ટૂંકામાં કહીએ તો એમજ કહેવાનું છે કે દોષનો બદલો દોષથી ન લેવો પણ ગુણથી લેવો, એમ કર્યાથી જ આપણે નિર્દોષી રહી સામાને નિર્દોષી કરી શકીએ. ક્રોધીની સામે ક્રોધી થયાથી બેવડો ક્રોધ વધે છે, માટે ભૂંડાની સાથે પણ ભલા થઇ વર્તવું એમાં જ ખરેખરી મોટાઈ છે.

સવાલ—ઉપરના ત્રણે નિયમો પ્રમાણે ફક્ત મનુષ્યની સાથે જ પ્રેમભાવ રાખવો કે કેમ ?

જવાબ—ના. આ જગત્માંના તમામ પ્રાણીઓ તરફ એ જ ત્રણ નિયમો પ્રમાણે વર્તવું.

સવાલ—આ ત્રણે નિયમો પ્રમાણે વર્તવું બહુ કઠણ છે ખરું કે નહિ ?

જવાબ—નીતિએ વર્તવું એ ખરું તપાસીએ તો સુગમ કામ છે અને અનીતિએ વર્તવું એ જ મુશ્કેલ કામ છે, પરંતુ જ્યારે માણસ કામ ક્રોધના વિકારોને વશ થઇ વિવેકહીન બની રહે છે ત્યારે તેને નીતિના નિયમે ચાલવું દુષ્કર લાગે છે અને અનીતિ સહેલી લાગે છે; માટે નીતિને [illegible] અર્થે અંતરની શુદ્ધતા તરફ વહેવાની ખાસ

સવાલ—માબાપ સાથે આપણે શી રીતે વર્તવું જોઇએ ?

જવાબ—માબાપની આજ્ઞામાં રહેવું, તેમની બનતી સેવા કરવી, તથા તેમને રાજી રાખવા તત્પર રહેવું અને તેમના સાથે કયારે ય પણ કંકાસ કરી તેમનું દિલ દુભવવું નહિ.

સવાલ—વડીલો તરફ આપણે શી રીતે વર્તવું જોઇએ ?

જવાબ—તેઓ જાણે આપણા માબાપ જ હોય તેમ તેમની સાથે નમ્રતાથી વર્તવું અને તેમના તરફ પૂજ્યભાવ* રાખવો.

સવાલ—ભાઈઓ તથા બેનો સાથે શી રીતે વર્તવું જોઇએ ?

જવાબ—ભાઇઓએ અરસપરસ પૂર્ણ પ્રીતિ અને પૂરતી પ્રમાણિકતા રાખવી. અરસ્પરસમાં વાદવિવાદ, તકરાર, કઠોર વચન કે કઠોર વર્તન કરી કુસંપનાં બી રોપવાં નહિ. મોટા ભાઇ કે બેનની આજ્ઞા નાનાએ માનવી†.

સવાલ—સાથીઓ સાથે તથા મિત્રો સાથે શી રીતે વર્તવું ?

જવાબ—તેમના તરફ માયાળુ તથા પ્રમાણિકપણે વર્તવું.

સવાલ—માબાપોએ પુત્રો તરફ કેવી રીતે વર્તવું ?

જવાબ—માબાપોએ બધા પુત્રો પર સરખી પ્રીતિ રાખવી, તેમને દરેક હુકમ કરતાં આનંદી વાકય બોલવાં, તેમને અપરાધોમાં યોગ્ય સમજ આપી ફરીથી તેમ ન થાય તેની સંભાળ લેવી અને તેમને કેળવવાં.

સવાલ—ચાકરો તરફ કેવી રીતે વર્તવું ?

---

* આ સ્થળે શિક્ષકોએ અમુક બાળક પિતા તરફ કેમ વર્ત્યા તેના દાખલા આપવા જોઇએ.

† શ્રી મહાવીરસ્વામીની પોતાના મોટા ભાઈ નંદીવર્ધનના તરફની રહેણી —જોરેના આપણું સંઘાતે માયાળુ

જવાબ—ચાકરોને હલકા ગણી ધિક્કારવા નહિ, તેમના પર જુલમ ગુજારવો નહિ, તથા તેમની માંદગીની અવસ્થા વગેરેમાં ખબર લેવી.

સવાલ—દીન અને દુઃખી જનો તરફ આપણી શી ફરજ છે?

જવાબ—તેવા જનોનાં દુઃખો જે રસ્તે ઓછાં થાય તે રસ્તે તેમને ચડાવવા જોઇએ, તેમને આપણે બની શકે તેટલી મદદ કરવી જોઇએ. ટૂંકામાં કહીએ તો સમર્થ માણસે અસમર્થ માણસનું રક્ષણ કરવામાં અને તેઓને ઊંચે ચડાવવામાં પોતાના બળનો ઉપયોગ કરવો જોઇએ.

સવાલ—પાડોશીઓ તરફ આપણી શી ફરજ છે?

જવાબ—આપણા પાડોશીઓ સાથે પ્રેમાળ થઇ રહેવું. તેમને સુખ દુઃખ થતાં તેમની સાથે ભાગ લઇ તેમને સારી સલાહ આપવી. નજીવા વાંધા ઊભા કરી કજીઆ–કંકાસ કરવા નહિ.

સવાલ—પતિએ સ્ત્રી તરફ કેવી રીતે વર્તવું જોઇએ?

જવાબ—પતિએ સ્ત્રીને દાસી તરીકે નહિ ગણવી જોઇએ. તેની તરફ પૂર્ણ વફાદાર રહેવું જોઇએ. તેની સાથે કઠોર વર્તણુક કદાપિ નહિ રાખવી જોઇએ. અને દરેક કામમાં તેમણે અરસપરસ સલાહથી રહેવું જોઇએ. જેમ સ્ત્રીને પતિવ્રતા થવાની જરૂર છે તેમજ પુરુષને પત્નીવ્રતે રહેવાની નીતિ પાળવી જોઇએ. નીતિની નજરે જોતાં પુરુષ અને સ્ત્રી એ બંનેમાં પૂર્ણ પ્રેમ અને પૂરતી વફાદારી હોવી જોઇએ.

સવાલ—સ્ત્રીઓએ પતિ તરફ કેવી રીતે વર્તવું જોઇએ?

જવાબ—પતિ પ્રત્યે સ્ત્રીએ પૂજ્યભાવ રાખવો જોઇએ.

પતિના હુકમને માન્ય રાખવો જોઇએ, પતિના સુખે સુખી અને દુ:ખે દુ:ખી થવું જોઈએ, એમ પતિવ્રતા ધર્મ સાચવવો જોઇએ.

સવાલ—જાનવરો તરફ આપણી શી ફરજ છે ?

જવાબ—જાનવરોને આપણે મારવા નહિ. તેઓ આપણા કબજામાં હોય તો તેમની ખાવાપીવા સંબંધી સંભાળ લેવડાવવી. તેમના બચ્ચાં થાય તો તે ઉછેરી મોટાં થાય તેમ સંભાળ રાખવી અને જનાવરના ગજા કરતાં વધુ કામ તેની પાસેથી લેવરાવવું નહીં.

સવાલ—આપણા સાધર્મી ભાઇઓ તરફ આપણે કેમ વર્ત્તવું ?

જવાબ—આપણા ધર્મપિતા શ્રીમહાવીર ભગવાન છે અને આપણે તો તેમના પુત્ર-પુત્રીઓ છીએ માટે આપણા સગા ભાઇબહેનો તરીકે તેમને ગણવા એટલું જ નહિ પણ સંસારના સગપણ કરતાં ધર્મસગપણ ભવોભવનું હોવાથી આપણા ભાઇબહેનો કરતાં તેઓને વધારે ચાહવાં.

સવાલ—આખા જનસમાજ તરફ આપણી શી ફરજ છે ?

જવાબ—જનસમાજમાં સત્યનો પ્રકાશ અને શાંતિ જળવાય તેવી ઇચ્છા હમેશાં રાખવી જોઇએ. અને આ ઇચ્છાને અનુસરી આપણે મન, વચન અને કર્મથી આપણું વર્ત્તન પવિત્ર રાખી જનસમાજને આનંદકર્ત્તા થવું જોઇએ.

સવાલ—આપણા ધર્મ તરફ આપણી શી ફરજ છે ?

જવાબ—આપણા ધર્મ પર પૂર્ણ ભાવ રાખી તેમાં રહેલી ઉત્તમ શિક્ષાઓ માન્ય રાખવી જોઇએ. ધર્મની ખરી ખૂબીઓ શોધીને તેમને પ્રકાશમાં લાવવી જોઇએ.

સવાલ—આપણા દુશ્મનો તરફ આપણી શી ફરજ છે ?

જવાબ—દુશ્મનોનું પણ આપણે ભલું ચહાવું જોઇએ. તેઓ આપણી સાથે સલાહ કરવા ઇચ્છે તો તેમને માફી બક્ષવી જોઇએ અને તેમની નિંદા કે અદેખાઇથી દૂર રહેવું જોઇએ.

સવાલ—આ ઉપરાંત બીજી આપણી નીતિ સંબંધી શી શી ફરજો છે ?

જવાબ—આપણે હમેશાં (૧) સાચું બોલવું, (૨) પ્રમાણિક રહેવું,(૩)સુશીલ થવું,(૪)ઉદ્યોગી બનવું,(૫)વિનયનમ્ર થઇ વર્ત્તવું,(૬) ગુણગ્રાહી થવું,(૭)ધૈર્યવાન થવું,(૮)પવિત્ર મન રાખવું,(૯)સલાહ સંપથી રહેવું,(૧૦) ગંભીર થવું, (૧૧) ઉદાર થવું,(૧૨) આનંદી રહેવું,(૧૩)સાવધાન થવું,(૧૪)ચતુરતા મેળવવી,(૧૫) શૌર્ય વાન થવું અને (૧૬) ઉદ્યમી થવું-એ નીતિની મુખ્ય શિક્ષાઓ છે. ટૂંકામાં કહીએ તો જેટલાં સદ્‌ગુણો છે એટલા નીતિના પાઠ છે.

સવાલ—જૈન ધર્મમાં નીતિનું પ્રતિપાદન શી રીતે કરેલું છે ?

જવાબ—જૈન ધર્મમાં નીતિને સામાન્ય ધર્મ તરીકે જણાવેલ છે. સામાન્ય ધર્મ એટલે કે સર્વે ધર્મોમાં કબૂલ રખાયેલા સિદ્ધાંત કે નીતિ.

સવાલ—નીતિ અને ધર્મ એક છે કે જુદા ?

જવાબ—નીતિને કાયમ રાખી ધર્મ કંઇક આપણને વધુ શ્રદ્ધા, વધુ જ્ઞાન અને વધુ શાંતિ આપીને વધુ સુખ તરફ દોરે છે. નીતિ પહેલું પગથિયું છે. ધર્મ તેની ઉપરનું પગથિયું છે.



## યાત્રાર્થે આવતા દરેક યાત્રાળુને
# અગત્યની સૂચના

"અન્ય સ્થળે કરેલું પાપ તીર્થસ્થાને વિવેકવડે છૂટે છે, પરંતુ અવિવેકતાથી તીર્થસ્થાનમાં કરેલું પાપ વજ્રલેપ જેવું નિકાચિત થાય છે."

૧. શત્રુંજય, ગિરનાર, આબૂગઢ, સમેતશિખર કે પાવાપુરી, ચંપાપુરી વિગેરે પવિત્ર સ્થળોની જાત્રા કરવાના રસિક ભાઇ-બહેનોએ કોમળ પરિણામ રાખીને જાત્રાનો લાભ લેવા આવતા બીજા જાત્રાળુઓની પણ યોગ્ય સગવડ સાચવવા ભૂલવું નહિ.

૨. આપણે જાતે થોડું ઘણું કષ્ટ (સંકડાશ) સહન કરીને પણ સામાની સગવડ સાચવી લેવી, એ નિ:સ્વાર્થ સેવાનો લાભ સુજ્ઞ ભાઇ-બહેનોએ જરૂર લેવો.

૩. રેલ્વેમાં, ગાડામાં તેમજ ધર્મશાળામાં એ રીતે આપણે ઘણો લાભ ઉઠાવી શકીએ.

૪. ઘરે મેમાન-પરોણાની સેવા—ચાકરી કરીએ તેથી અધિક સેવા-ચાકરી યાત્રિકોની કરવી ઘટે.

૫. મુકામેથી યાત્રાર્થે નીકળ્યા ત્યાર પછીથી કોઇ પશુ (ઘોડા, બળદ પ્રમુખ)ને પણ ત્રાસ આપવો ન ઘટે. ખુલ્લાં અણવાણે પગે ચાલતાં જાત્રા કરવાનું ફળ ન વર્ણવી શકાય એટલું બધું કહ્યું છે તે મોજશોખની ધૂનમાં સુખશીલતાથી

ગુમાવી દેવું ન ઘટે; કારણ કે સમજીને દેહદમન કરવાનું ભારે ફળ કહ્યું છે.

૬. શરીરક્ષીણતાદિ ખાસ માંદગીના કારણ સિવાય ગર્ભશ્રીમંતોને પણ છતી શક્તિએ જયણાથી ચાલીને જ તીર્થયાત્રા કરવી ઘટે. આપણે કર્મથી હળવા થવા માટેજ જાત્રા કરવા આવીએ છીએ; ભારે થવાને નહિ જ, એમ સમજી જયણાનું લક્ષ ભૂલવું નહિ.

૭. જીવિત સહુને વહાલું છે તો તેની છતી શક્તિ ગોપવી, જાનવરોને મહાત્રાસ આપી જયણા રહિત જાત્રા માટે જવા આવવાનો અર્થ શો ? પ્રભુની આજ્ઞા સાચવીને જ જાત્રા કરી લેખે થાય છે.

૮. સહુ સાથે મૈત્રી, દુઃખી પ્રત્યે દયા અને સદ્‌ગુણી પ્રત્યે પ્રમોદ તેમજ પાપી પ્રાણી પ્રત્યે અદ્વેષ ( ઉપેક્ષા ) ભાવના રાખવાથી જ કરવામાં આવતી ધર્મકરણી સફળ થઇ શકે છે.

૯. પવિત્ર તીર્થની યાત્રા કરવા જતાં અને યાત્રા કર્યા પછી તો અવશ્ય અનીતિનો સર્વથા ત્યાગ જ કરવો જોઇએ. તીર્થયાત્રાની સફળતા ત્યારે જ લેખી શકાય; અન્યથા નહીં.

૧૦. અનીતિવંતનું મન જ ધર્મકરણીમાં ચોંટી શકતું નથી, અને મન વગરની બહારના દેખાવ પૂરતી કરણી સારું ફળ આપી શકતી નથી, તેથી જ યાત્રિકોએ દયા, સત્ય, પ્રમાણિકતા વિગેરે સાચવવા પૂરતી કાળજી રાખવી.

૧૧. પ્રભુના આજ્ઞા-વચનોને સંપૂર્ણપણે પાળવા.

૧૨. નિર્મળ તત્ત્વશ્રદ્ધા અને બોધ સહિત સદ્વર્તનવડે જ સ્વકલ્યાણ સાધી શકાય. પોતે હિત માર્ગને દ્રઢતાથી સેવનાર અન્યનું પણ હિત કરી શકે છે.

૧૩. યોગ્યતા મેળવ્યા વગર વસ્તુધર્મની પ્રગતિ થઇ શકતી નથી તેથી ઉત્તમ પ્રકારની ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ અને ઉદારતાદિકવડે સુયોગ્યતા મેળવવા ચૂકવું નહિ. રૂડી યોગ્યતા પામેલો જીવ ચિંતામણિ રત્ન જેવો ધર્મ સ્હેજે પામી શકે છે.

૧૪. કોઇ જાતનું દુર્વ્યસન પવિત્ર તીર્થને ભેટી જલ્દી દૂર કરી દેવું. પવિત્ર તીર્થને ભેટી તપ-જપ-જ્ઞાન-ધ્યાન-વ્રત-પચ્ચખાણ કરવાનું વ્યસન તો જરૂર કાયમ રાખવું.

૧૫. તીર્થમાં જંગમ તીર્થરૂપ સદ્ગુણી સંત-મહાત્માદિકનો સમાગમ કરી દોષ માત્ર દૂર કરવા. તેમની સ્વાર્થ વગરની હિતશિક્ષાને જરૂર અનુસરવું.

૧૬. મન, વચન અને કાયાથી સઘળી શુદ્ધિ સાચવી, સહુનું શ્રેય થાય એવું આપણી આસપાસ શુદ્ધ વાતાવરણ બનાવી દેવું જેથી શીઘ્ર સ્વ-પરકલ્યાણની સિદ્ધિ થાય.

૧૭. શત્રુંજય તીર્થરાજ જેવા સર્વોત્તમ સ્થાનમાં બીજી ખટપટ તજી શાંતિથી રહેનાર સ્વહિત સાધી શકે છે. અંતરલક્ષથી જયણા (જીવદયા) સહિત પગપાળે એક પણ યાત્રા જેવી લાભદાયી થાય છે તેવી જયણા રહિત ઉપયોગશૂન્યપણે અનેક યાત્રાઓ પણ લાભદાયક થઇ શકતી નથી; તેથી થોડી કે ઘણી યાત્રા કરવા ઇચ્છતા સહુએ જરૂર જયણા સાચવવી.

૧૮. જયણાપૂર્વક સાતે શુદ્ધિ સાચવીને યાત્રાર્થે જતાં, વિકથાદિક પ્રમાદ સેવવો નહિ. વિકથાથી તો પોતાનું તથા પરનું પણ બગાડે છે તેથી હૃદયમાં શ્રી ગિરિરાજના ગુણનું સ્મરણ કરતાં કરતાં વધતા શુભ પરિણામ ઉપર ચડવું.

૧૯. ધર્મનું મૂળ વિનય હોવાથી નમ્રતા રાખી ચાલવું. યાત્રાર્થે જતાં દેહનું દમન કરવું. ખાસ મોટી માંદગી વિગેરે

રણે ડોળી કરી તેમાં બેસીને જવા કરતાં ખુલ્લા પગે ચાલીને જ, બીજા કોઇને તકલીફ આપ્યા સિવાય યાત્રા કરવી. પ્રભુપૂજા, ચૈત્યવંદનાદિક વખતે પણ વિનય ગુણ વિસરી જવો નહિ. સદ્‌ગુણી સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા વિગેરેનું યથાયોગ્ય માન સાચવવું.

૨૦. તીર્થજળ પવિત્ર હોવાથી તેને ઉષ્ણ કરી કે કરાવી સ્નાન કરવા કરતાં તે શુદ્ધ જળથી જ જયણાપૂર્વક સ્નાન કરી પ્રભુ-પૂજનમાં પ્રવૃત્ત થવું યુક્ત-સપ્રમાણ છે.

૨૧. યાત્રા-પૂજાદિમાં ભાઇઓએ તેમજ બહેનોએ બરાબર પોતપોતાની મર્યાદા સાચવવાની સંભાળ રાખવી. એક જ સ્થળે પૂજન વિગેરે કરતાં મર્યાદા જળવાય નહિ તો બીજા સ્થળે ભાવ-સહિત પ્રભુભક્તિ કરી લેવી યુક્ત લેખાય.

૨૨. ડુંગરપૂજા કરવા જતાં માર્ગમાં જ પગથિયાં ઉપર પુષ્પાદિક ચઢાવવા કરતાં ખાસ નિયમિત સ્થળોએ કે ડુંગરમાંની કોઇ અલાયદી શિલા ઉપર પુષ્પાદિક ચઢાવવા યુક્ત છે. તેવે પ્રસંગે નજરે પડતી અશુચિ વિગેરે આશાતના દૂર કરવા-કરાવવા પૂરતું લક્ષ રાખવું.

૨૩. સ્નાન કરતી વખતે પહેરવાનું વસ્ત્ર પોતપોતાનું અલાયદું રખવું તેમજ તેવા વસ્ત્રથી ભીનું અંગ નહિ લુછતાં, અલાયદા અંગુછાં ( ટુવાલ ) વિગેરેથી જ શરીર સાફ કરવું. એમ કરવાથી શરીરની આરોગ્યતા જળવાશે અને થતી આશાતના પણ દૂર થઇ શકશે. આ બાબત સંબંધી સમજુ ભાઇ-બહેનોએ ઉપેક્ષા કરવી નહિ.

૨૪. પ્રભુ પાસે ધરવા માટે ફળ, ફૂલ વિગેરે જે ઉત્તમ દ્રવ્ય લઇ જવાનાં હોય તે જેમ તેમ અનાદરથી લઇ જવા નહિ.

કેટલાક મુગ્ધ યાત્રાળુઓ શ્રીફળને ચોટલીથી ઝાલી લઇ જતા જોવામાં આવે છે તે રીતિ અનુચિત છે. શ્રીફળ આદિક આદર સહિત બે હાથમાં અથવા થાળ પ્રમુખમાં રાખીને જ લઇ જવું ઉચિત છે.

૨૫. યાત્રાર્થે જતાં ઉપર માર્ગમાં કોઇ પણ પ્રકારે અશુચિ પ્રમુખ આશાતના આપણાથી ન થાય એવી સંભાળ રાખવી.

૨૬. યથાશક્તિ પોરિસી પ્રમુખનું પચ્ચખ્ખાણ કરીને જ ઉપર ચડવું, કેમકે અત્રે કરેલું નાનું પણ પચ્ચખ્ખાણ મહાન લાભ આપે છે.

૨૭. આ ક્ષેત્રમાં હરેક રીતે સીદાતા સાધર્મી ભાઇઓને વિવેક સહિત સહાય આપી ધર્મમાર્ગમાં જોડવા પ્રયત્ન કરવો.

૨૮. દેહ ઉપરની માયા ઓછી કરી, સુખશીલપણું તજીને અહીં સ્વશક્તિ અનુસાર દાન, શીલ, તપ અને ભાવરૂપ ધર્મનું સારી રીતે સેવન કરવું. આ પુણ્યક્ષેત્રમાં વિવેકથી કરેલી ધર્મકરણી મહાલાભકારી થાય છે.

૨૯. પ્રતિદિન બનતાં સુધી જયણાપૂર્વક ( જીવની વિરાધના ન થાય તેવી સંભાળથી ) એક જ યાત્રા કરવી. મ્હોટા પર્વ દિવસે બીજી યાત્રા કરવા ઇચ્છા થાય તો તે બહુ સ્થિરતાથી જયણાપૂર્વક વિધિયુક્ત જ કરવી.

૩૦. કેટલાક અણસમજુ ભાઇઓ દેરાસર કે દેરી વિગેરેની ભીંતો ઉપર પેન્સીલ કે કોયલાવતી પોતાના નામ લખી કે ગમે તેવા ચિત્ર કાઢીને ભીંતોને કાળી કરી આશાતના કરે છે. આવી રીતે પોતાનું નામ અમર કરવાને ઇચ્છતા મુગ્ધજનો પોતાનાં નામ ઉપર તીર્થની આશાતનારૂપ મશીનો કુચડો ફેરવે છે; તેથી સમજુ માણસોએ તેમ નહિ કરતાં તેવું કરનાર શખ્સોને પણ સમજુતી આપવા પ્રયત્ન કરવો.

૩૧. કેટલાક યાત્રાળુઓ બહુ અંધારામાં વહેલો યાત્રાર્થે જાય છે: તેમ નહીં જતાં, સારી રીતે અજવાળું થયા બાદ જયણા સહિત પગે ચાલીને યાત્રા કરવી.

૩૨ કેટલાક યાત્રાળુઓ ખાસ કારણ વગર ડોળી કરે છે તેથી તેમના નિમિત્તે ડોળીવાળાઓ ડુંગર ઉપર કેટલીક જાતની આશાતના કરે છે. તે સંબંધી વિચાર કરી, સમજુ માણસોએ તેવી અવિધિ આશાતના તજીને જ બનતાં સુધી યાત્રાનો લાભ લેવો; ગતાનુગતિકતા તો ન જ કરવી.

૩૩. યાત્રાર્થે આવેલા ભાઇ-બહેનોએ પ્રભુપૂજા, ગુરુવંદન, સત્ત્વાનુકંપા ( પ્રાણીદયા ), સુપાત્રદાન, ગુણાનુરાગ અને શાસ્ત્રશ્રવણરૂપ પોતાનાં નિત્યકૃત્ય વિસારી નહિ દેતાં તે નિયમસર સેવવાં.

૩૪. અહીં સદા સાધર્મિક જનોની બની શકે તેટલી સેવા-ભક્તિવડે આરાધના કરવી; પરંતુ તેની કોઇ રીતે વિરાધના તો ન જ કરવી

૩૫. 'તીર્થભક્તિ માટે જેટલું તન, મન, ધનથી કરાય તેટલું ઓછું જ છે' એમ સમજી જે કંઇ યથાશક્તિ કરવામાં આવે તેનો ગર્વ કરવો નહિ, પણ પૂર્વ મહાપુરુષોનાં દૃષ્ટાંત લઇ સ્વલઘુતા જ ભાવવાનુ લક્ષ રાખવુ.

૩૬. અત્ર પ્રાય: કોઇપણ જાતના પાપમાં પ્રવૃત્તિ ન થાય તેવી કાળજી રાખવી. કોઇપણ નબળી સંગતથી અલગ રહેવું. સર્વ જીવને આપણા આત્મા સમાન લેખી, શુદ્ધ દયાની લાગણી રાખવી અને પરિણામની વિશુદ્ધિ કરવી.

૩૭. કોઇને કર્કશ-કઠોર કે મર્મ વચન કહેવું નહિ. મિષ્ટ, પ્રિય અને હિત વચન જ વદવું. ગમે તેવા પ્રસંગમાં પણ અહિતકારી અસત્ય અને અપ્રિય વચન ન જ બોલવું

૩૮. આપણી પ્રવૃત્તિ દેખી બીજા તેની અનુમોદના કરે અને તેનું અનુકરણ પણ કરે તેવી શાંત, નિર્મળ, પ્રમાણિક, નિષ્કપટ વૃત્તિ યાત્રા પ્રસંગે વિશેષે રાખવી. ધર્મશાસનની પ્રભાવના કરવાનો એ સરળ રસ્તો છે.

૩૯. કોઇપણ પ્રકારના દુર્વ્યસનથી અત્ર સદંતર દૂર રહેવા જ પ્રયત્ન કરવો. આવા પવિત્ર સ્થળે તો કેવળ ધર્મસેવનનું જ વ્યસન રાખવું કે જેથી આપણું એકાંત હિત જ થાય.

૪૦. ટૂંકાણમાં તીર્થભક્તને છાજે તેવી જ ઉત્તમ રહેણી-કરણી અહીં રાખવી.

૪૧. કોઇ રીતે અનીતિ કે અન્યાયને ઉત્તેજન મળે તેમ નહિં કરતાં ન્યાય-નીતિને જ ઉત્તેજન મળે તેમ હરેક પ્રસંગે જાતે કામ કરવું અને બીજા પાસે કરાવવા લક્ષ રાખવું.



# વિશ્વવંદ્ય થવાને લાયક કેમ બનાય ?

' લઘુતામેં પ્રભુતા વસે, પ્રભુતાથી પ્રભુ દૂર '
' નમે તે પ્રભુને ગમે '

वदनं प्रसादसदनं, सदयं हृदयं सुधामधुरवाचः ।
करणं परोपकरणं, येषां केषां न ते वंद्याः ?

ભાવાર્થ—જેમનું મુખ સદા પ્રસન્ન–આનંદિત રહ્યા કરે, જેમનું હૃદય દયાર્દ્ર–સદા દયાભીનું રહે, જેમની વાણી અમૃત જેવી મીઠી–મધુર લાગે એવી પ્રિય અને હિતકારી વર્તતી હોય, તેમજ જેમની કાયા પરોપકારના કાર્યમાં સદાય તત્પર રહે, તેવા પવિત્ર આત્માઓ કોને વંદનિક ન થાય ? અર્થાત્ એવા ઉત્તમ જનો સહુ કોઇને વંદનિક–પૂજનીય થાય જ એમાં કંઇ આશ્ચર્ય નથી.

## લક્ષમાં રાખવા યોગ્ય સાદો ઉપદેશ

" નમે છે આંબા આંબલી, નમે છે દાડમ દ્રાક્ષ;
એરંડ બીચારો શું નમે ? જેની ઓછી શાખ. "

ભાવાર્થ—આંબા, આંબલી, દાડમ–દ્રાક્ષ જેવા ઉત્તમ ઝાડો નમે છે, ફળસંપત્તિ વખતે તેઓ લચી પડે છે; પણ એરંડ અને તાડ જેવા હલકા વૃક્ષો તો અક્કડ જ રહે છે. લગારે નમતા નથી. તેવી રીતે દુનિયામાં શીલસંતોષાદિક ઉત્તમ

ગુણોથી અલંકૃત થયેલા સજ્જનો સદાય સાદાઇ રાખે છે; નમ્રતા ધારે છે અને પરોપકાર સાધે છે. ત્યારે કુશીલતાદિક દુર્ગુણોથી વાસિત થયેલા હલકા લોકો અક્કડ રહે છે, સજ્જનો સાથે દ્વેષ રાખે છે અને અધિકાર મળતાં અનર્થ પણ કરે છે; યતઃ-

"नमन्ति सफला वृक्षा, नमन्ति सज्जना जनाः ।
मूर्खाश्च शुष्ककाष्ठं च, न नमन्ति कदाचन ॥"

ભાવાર્થ-જ્યારે સુકા કાષ્ઠ જેવા અક્કડબાજ અજ્ઞજનો કદાપિ નમતાં નથી ત્યારે ફળથી લચી પડતા ઉત્તમ વૃક્ષોની પેઠે સદ્ગુણશાળી સજ્જનો સદા-સર્વદા નમ્રતા રાખે છે અને પરદુઃખભંજક બની, નિજ જન્મ સફળ કરે છે; કેમકે 'परोपकाराय सतां विभूतयः'



જૈન કોમના સત્યહિતની ખાતર ખાસ નિર્માણ કરેલી

# સમયોચિત બહુ અગત્યની સૂચનાઓ

૧. સુજ્ઞ ભાઇ-બ્હેનો ! હરેક મંગળ પ્રસંગે વિદેશી ભ્રષ્ટ વસ્તુઓ વાપરવાથી આપણે કાયમ પરહેજ (દૂર) રહેવું અને સ્વદેશી પવિત્ર વસ્તુઓનો જ વિવેકથી ઉપયોગ કરવો-કરાવવો.

૨. આપણા પવિત્ર તીર્થોની સેવા-રક્ષા અર્થે આપણાથી બને તેટલો સ્વાર્થત્યાગ કરવો, આત્મભોગ આપવા તૈયાર-તત્પર રહેવું.

૩. કોઇ પણ જાતના કુવ્યસનથી સદંતર દૂર રહેવું અને આપણી આસપાસના સ્વજનાદિને એથી દૂર રહેવા પ્રીતિભરી પ્રેરણા કર્યા કરવી.

૪. શાન્તરસથી ભરેલી જિનપ્રતિમાને જિનેશ્વર તુલ્ય લેખી, આપણે પણ તેવા જ શાન્ત-અવિકારી થવા તેમની પૂજા-અર્ચાદિક પ્રેમથી કરવા-કરાવવા બનતું લક્ષ રાખવું.

૫. આત્મશાંતિને આપનારી જિનવાણીનો લાભ લેવા, પ્રતિદિન થોડો ઘણો વખત પ્રેમપૂર્વક પ્રમાદ રહિતપણે કાઢવા પ્રયત્ન સેવવો.

૬. જૈન તરીકે આપણું કર્તવ્ય શું શું છે? તે સારી રીતે જાણી તે પ્રમાણે લક્ષ રાખીને આચરવા યથાશક્તિ ઉદ્યમ કર્યા કરવો.

૭. શરીર નિરોગી હોય તો જ ધર્મસાધન રૂડી રીતે થઇ શકે માટે શરીરઆરોગ્ય સાચવવા સહુએ પૂરતી સંભાળ રાખવી. વળી બાળલગ્ન, વૃદ્ધવિવાહ, પરસ્ત્રી તથા વેશ્યાગમન, માદક આહાર, કુપથ્ય સેવન અને કુદરત વિરુદ્ધ વર્તનથી

નાહક વીર્યનો વિનાશ કરવાવડે શરીર કમજોર થઇ જાય છે, એમ સમજી ઉક્ત અનાચરણોથી સહુએ સદંતર દૂર રહેવા લક્ષ રાખવું, તેની ઉપેક્ષા કરવી નહી.

૮. આવકના પ્રમાણમાં જ ખર્ચ રાખવું અને બિનજરૂરી ખર્ચ કમી કરી બચેલા નાણાનો સદુપયોગ કરવા-કરાવવા પૂરતું લક્ષ્ય જાતે રાખવું અને સ્વજનો પાસે રખાવવું.

૯. શુભ-ધર્માદા ખાતે ખર્ચવા કાઢેલી રકમ વગરવિલંબે વિવેકથી ખર્ચી દેવી; કારણ કે સદાકાળ સહુના સરખા શુભ પરિણામ ટકી રહેતા નથી, વળી લક્ષ્મી પણ આજે છે અને કાલે નથી માટે કાલે કરવું હોય તે આજે જ કરવું.

૧૦. જ્ઞાનદાન સમાન કોઇ ઉત્તમ દાન નથી એમ સમજી સહુએ એ કાર્યમાં યથાશક્તિ સહાય કરવી અને તત્વજ્ઞાનનો ફેલાવો થાય તેવો પ્રબંધ કરવો; કેમકે શાસન ઉન્નતિનો આધાર તત્વજ્ઞાન ઉપર અવલંબી રહેલો છે.

૧૧. આપણા જૈન ભાઇ-બહેનોની અત્યારે ઘણા ભાગે કળાકૌશલ્યની ખામીથી, પ્રમાદ આચરણથી, અગમચેતીપણાના અભાવથી અને નાતવરા વિગેરેમાં નકામા ખર્ચ કરવાની કુરૂઢીથી જે દુઃખભરી હાલત થવા પામી છે તે જલ્દી દૂર થાય તેવી તાલીમ ( કેળવણી ) દેશકાળને અનુસારે ઉછરતી પ્રજાને આપવા દરેક યોગ્ય સ્થળે ગોઠવણ કરવાની હવે ખાસ જરૂર છે.

૧૨. વીતરાગ પ્રભુનો પવિત્ર ઉપદેશ આખી આલમને ઉપકારક થઇ શકે એવો હોવાથી તેનો જેમ અધિક પ્રસાર થવા પામે તેમ સહુએ પ્રયત્ન કરવો. જગદ્ગુરુ જિનેશ્વર ભગવાને ફરમાવેલી દશ શિક્ષાનું રહસ્ય એ છે કે—

( ૧ ) શાસનરસિક જનોએ સહુ કોઇ જીવોનું ભલું કરવા કરા-

વવા બનતી કાળજી રાખવી અને ઉદાર દિલથી આત્મ-ભોગ આપવો.

(૨) મદ, માન કે અહંકાર તજી, સાદાઇ, ભલમનસાઈ અને નમ્રતા રાખી સહુ સાથે હળીમળીને રહેવું અને ગુણીજનોનો અધિક આદર કરવો, તેમના પવિત્ર સમાગમમાં આવી સદ્બોધ મેળવવો અને તે પ્રમાણે સહુએ ચીવટ રાખીને સદ્વર્તન સેવવું.

(૩) માયા-કપટ તજી, સરલતા આદરી, મન, વચન અને કાયાની શુદ્ધિથી સ્વપરહિતરૂપ થાય તેવા શુભ કાર્ય કરવાં-કરાવવાં.

(૪) લોભ-તૃષ્ણા તજી સંતોષવૃત્તિ રાખીને બની શકે તેટલાં પરમાર્થભર્યાં કામ નિઃસ્વાર્થપણે કરવાં અને કરાવવાં.

(૫) કુવાસના તજી, ઇચ્છાનિરોધ તપવડે નિજ દેહદમન કરી, પવિત્ર જ્ઞાનધ્યાન યોગે પ્રમાદ રહિતપણે સ્વ-આત્મ-સુવર્ણ શુદ્ધ કરવું.

(૬) ઇન્દ્રિય, વિષય અને કષાયને કાબૂમાં રાખી પવિત્રપણે યથા-શક્ત વ્રત-નિયમો પાળવા પળાવવા પ્રયત્નશીલ થવું.

(૭) સત્યનું સાચું સ્વરૂપ સમજી પ્રિય, પથ્ય અને તથ્ય એવું ( હિત, મિત અને મધુર ) વચન પ્રસંગ પામીને ડહાપણથી બોલવું.

(૮) અંતઃકરણ સાફ રાખી વ્યવહારશુદ્ધિ સાચવવી. ન્યાય, નીતિ અને પ્રમાણિકપણું સારી રીતે સાચવી રાખીને ચાલવું.

(૯) પર આશા-પરાધીનતા તજી નિઃસંગતા અને નિઃસ્પૃહતા ધારી એકાન્ત આત્મહિત કરી લેવાને સવેળા ઉજમાળ થઇ રહેવું.

(૧૦) બ્રહ્મચર્ય યુક્ત પવિત્ર આચારવિચારને સેવી આત્મપરા-યણતાયોગે સહજ સ્વાભાવિક અનુપમ સુખનો અનુભવ

કરવો, ઇયળ-ભમરીના દૃષ્ટાંતે પરમાત્મચિન્તવનવડે તેની સાથે એકતા કરી સ્વરૂપમગ્ન થવું.

૧૩. ક્લેશ, કુસંપ, વેર, વિરોધ, ઇર્ષા, અદેખાઇ, નિંદા, ચુગલી વિગેરે વિકારોને મહાદુઃખદાયક જાણી સહુએ અવશ્ય પરિહરવા.

૧૪. કુસંગથી આદરી દીધેલા ખોટા રીતરિવાજોને હાનિકર્ત્તા જાણી દૂર કરવા-કરાવવા પૂરતું લક્ષ્ય રાખવું.

૧૫. કોઇ રીતે સીદાતા ( દુઃખી થતા ) સાધર્મીજનોને સારી રીતે સહાય આપી અપાવીને ઠેકાણે પાડવા સદા લક્ષ્ય રાખવું.

૧૬. માતા, પિતા, સ્વામી અને ગુરુમહારાજનો આપણા ઉપર થયેલો અનહદ ઉપગાર સંભારી, કાયમ સ્મરણમાં રાખી તેમનું હિત કરવાની સોનેરી તક મળે ત્યારે તે ગુમાવવી નહિ. દ્રવ્યથી અને ભાવથી બની શકે તેટલી તેમની સેવા, ભક્તિ જરૂર કરવી.

૧૭. કોઇએ કંઇ કસુર કરેલી જાણી તેનો તિરસ્કાર કરવાને બદલે તેની ભૂલ શાંતિથી સમજાવી સુધરાવવી વધારે હિતકારી છે.

૧૮. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને નિજ લક્ષમાં રાખી ચતુરતાથી ઉચિત પ્રવૃત્તિ કરનાર સુખે સ્વપરહિત સાધી શકે છે.

સૌ કોઇ આ અમૂલ્ય સૂચનાઓનો અમલ કરશે તો તેઓ અલ્પ સમયમાં અને અલ્પ પ્રયાસે અમૂલ્ય લાભ મેળવી શકશે એમ ઇચ્છી, પ્રાર્થી નિજ આશય દાખવીને વિરમું છું. સ. ક. વિ.

---

